જાતના શબ્દો ભરી "**મારા સમ જરા આતો ચાખો**" એમ આગ્રહ કરી રાજાને મોહ પમાડી જાય આ સરભરાથી બાદશાહ ઘણોજ પ્રસંન થઈ બોલ્યો. હે પ્રિયે, જેવો આજે દરબારમાં વિદ્યાનંદ જામી રહ્યો હતો, તેવોજ તારા મેહેલમાં તેં વિષયાનંદ જમાવી મૂક્યો છે. એમ બોલી સભાની સઘળી હકીકત કહી. બીરબલની ચતુરાઈના બહુ વખાણ કર્યાં, અને રાણીને કહ્યું, તું પણ કાવ્ય કળાની વિનોદી છે. તેથી જો! તારાથી એ સમસ્યા પૂર્ણ થાય છે? રાણીએ તે સમસ્યા સાંભળી હસીને કહ્યું કે મહારાજની ઈચ્છા છે તો હું પણ મારી શક્તિ પ્રમાણે પાદ પૂરણ કરીશ. પણ એક બે ઘડી થઈ મેં આપણા બાળ શાહજાદાને સંભાળ્યો નથી તેથી ત્યાં જો આપ પણ પધારશો તો બાળલીલા જોઈને બેશક આનંદ થયા વિના રહેશે નહિ. એ માત્ર છ માસનું બાળકજ હતું અને તેના ઉપર પાદશાહની ઘણીજ પ્રીતિ હતી. તેથી તેઓ બંને ત્યાં ખૂશીથી ગયાં. જઈને જુએ છે તો તે પારણામાં લાંબા હાથ કરી ભર ઉંઘમાં પડ્યો છે, અને તેનું હસ્તું મોં પુનેમના ચંદ્ર જે-

વું ખીલી રહ્યું છે. પુત્ર પ્રેમથી બંનેએ તેના મોં તરફ કેટલીકવાર જોયાં કર્યું. થોડી વારમાં વાદળું આવતું હોય તેમ તેની ભમર સંકોડાઈ, તેણે પાસું ફેરવ્યું; અને જરા ઉંકારો મોં બહાર નીકળ્યોજ નથી એટલામાં તો રાણીએ ટપ પાદશાહની સોડમાંથી ખસી તે આશ્વાસના કરી, પયપાન કરાવ્યું; અને તેનું મુખ કમળ પાછું પ્રફુલીત થયું. પાદશાહ પાએક કલાક ત્યાં ઉભા રહ્યા. તેવામાં તેણે જોયુકે રાણીએ કરોડ વાર તે બાળકની સંભાળ લીધી, અને તે તો મારી સંભાળ લેનાર સદાકાળ હાજરજ છે એવા દૃઢ વિશ્વાસથી નિશ્ચંતપણે ઉંઘયાજ કરતો હતો. તેથી તેણે રસમય કંઠે કહ્યું કે–ખરે જગતમાં માનો બાળક ઉપર પ્રેમ, અને બાળકનો મા ઉપર દૃઢ વિશ્વાસ એ બંને અપૂર્વ વસ્તુ છે. રાણીએ કહ્યું, કે મહારાજ બીરબલની શમસ્યા પૂર્તિ હવે આપના આગળ શાક્ષાત્કાર થઈ? એમ કહી નીચે પ્રમાણે તે દુહો પૂરો કરીને બોલી.

**અહો રાત્ર જાગૃત ખડે, મમ રક્ષક મહા શક્ત;**
**યૌં કહુ સૂખે સુવે સદા, બાળક માતા સક્ત. ૧**

બેશક બાળક જે માની પ્રીતિમાં આસક્ત છે તે હમેશાં એમજ જાણે છે કે રાત દહાડો મારી સંભાળમાં એ જાગૃતજ છે. વળી મારી મા મહા શક્તિમાન છે, એમજ તે સમજે છે. એને જે દુઃખ થાય તેમાંથી ટળે એવું હોય કે નહીં તો પણ બાળકતો એમજ જાણે છે કે મારી મા તે દૂર કરશે. એવા દઢ વિશ્વાસથી તે નિરાંતે સદા સુખમાં સુએ છે. એતો આપે પ્રત્યક્ષ જોયું અને તેથી મારી અબળા બુદ્ધિ પ્રમાણે તો એ શમસ્યા આ રીતે પૂરાઈ.

અકબર તો સમસ્યા પૂર્તિ તથા તે સાક્ષાત્કાર કરવાની રાણીની ચતુરાઈ જોઇને ખૂશજ થઈ ગયો એ હર્ષથી બોલી ઉઠયો કે, ધન્ય છે રાણી તારી રસિકતાને? તમે રજપૂતાણીઓ તમારી ચતુરાઈને માટે વખણાઓ છો; એમાં કાંઇ આશ્ચર્ય નથી. મને નિશ્ચય છે કે મારી સભામાંનો કોઈ પણ પંડીત આવી રસ ભરી રીતે સમસ્યા પૂર્તિ કરવાનો નથી. મને લાગે છે કે સરસ્વતિનું ચરણ એજ હશે, અને કદાપી નહિ હોય તો હુ કહું છું કે સરસ્વતી કરતાં પણ રસવતી ચડે.

પાદશાહને આ શમસ્યા પૂર્તિ એવી મન માનતી લાગી કે હવે સભાવાળાઓ એથી શું વધારે કહી શકશે તે જાણવાની જીજ્ઞાસા એના મનમાં પળે પળ કુદકારા મારવા લાગી; અને તેથી તેણે સાંજનું દરબાર રોજ કરતાં વેહેલુંજ ભર્યું. દરબારમાં આવતાંજ પોતે બીજી કાંઈ વાત ન કાઢતાં પેલી શમસ્યા આગળ કરી, અને કહ્યું કે જોઉં હવે એ કોણ પૂરી કરે છે. યાદ રાખજો કે, એ સરસ્વતી કૃત છે. અને તેથી તમે જો આળસમાં રહેશો તો તમારી અને આ સભાની શોભા રહેનાર નથી.

હવે, અકબરની આ સભામાં જે જે લોકો આવતા હતા તે સઘળા થોડા ઘણા તો વિદ્વાન્ હતાજ. એના દરબારમાં છાલકામાં છાલકા મીજલસીઆઓ પણ કાંઈ કવન કરવાની તો શક્તિ ધરાવતાજ હતા. અક્ષર શત્રુની તો અકબરના દરબાર તરફ ડોકીયું કરવાની પણ હિંમત ચાલતી નહિ. તેથી આ શમસ્યા સાંભળી સૌ પોતપોતાના મનમાં વિચાર કરવા લાગ્યા. અને સૌએ પોતપોતાની શક્તિ પ્રમાણે કોઈ રીતે ચોથું ચરણ

તૈયાર તો કર્યું. પણ અકબરે એના ઉપર આટલો બધો ભાર મુક્યો હતો તેથી સઘળા રખેને આપણું ખોટું પડે એમ જાણી બોલવાને અચકાતા હતા. પરંતુ એ સભામાં મિયાં લબ કરીને એક બહુ બોલો, પતરાજી, અને ખુશામતીઓ અમિર બચ્ચો હતો. તે તુર્ત બોલી ઉઠચો, કે જનાહપનાહ એમાં શો ભાર છે? આપનો પ્રતાપ એવો છે કે સરસ્વતી તો શું પણ તેના બાપનીએ શમસ્યા મારા જેવો એક નાદાન અને કમ અકલ માણસ સાંભળતાની સાથે પૂરવાની તાગાદ ધરાવે છે. લો, એનું ચોથું ચરણ હુંજ કહું, "**અકબરશાહ અબજક્ત.**" હમણા બેશક આખું જક્ત નિરાંતે ઉંઘે છે કેમકે આપ જેવા મહા શક્તિમાન અને જાગૃત પાદશાહ તેમને માથે હાલ બિરાજે છે. બોલ બીરબલ, તારૂં ચોથું ચરણ આ કે બીજું? મારૂં ચરણ નહિ લાગુ પડતું હોય તો તેનો સબબ બતાવો. શું એ પ્રમાણે અકબરસાહનો પ્રતાપ નથી?

અકબ્બર બાદશાહને આ ખુશામતીઉં ચરણ બિલકુલ પસંદ પડયું નહોતું. કેમકે એના મનમાં તો જોધપુર વાળી બેગમનો રસમય અર્થજ રમ્યા

કરતો હતો. તોપણ મિયાં લબ્બેની તજવીજ જોઈને એના મનમાં હસું આવ્યું. એ બંધા મિજલસીએ એવો પેચ નાંખ્યો હતો કે એનું કેહેવું બધાએ માન્યજ કરવું પડે. પાદશાહનો એવો પ્રતાપ નથી એમ કોની તાકાદ હતી કે કહે? તેથી બાદશાહે સભાનો ગભરાટ જોઈ રમુજને સારૂ કહ્યું કે બોલ બીરબલ, આ તારૂં ચરણ હોય કે નહિ તારી શારદાપણ મિયાં લબ્બેની પેઠે મારી તારીફ કરવામાંજ હોંશિયાર હોય એમ જણાય છે. "**આપકી ખુબી ઐસી હે!**" એમ પેલા ધીટ ખુશામતીઆએ ઉપલા મર્મ વચનથી જરા પણ ખંચાયા વિના લાગલોજ ઉથલો વાળ્યો. બીરબલે જોયું કે મિયાં એ તો મોકાણ માંડી? પાદશાહનાં પ્રતાપની ના કેમ કહેવાય? અને તે વિના એ અર્થ કેમ રદ કરવો તે સુઝે નહિ. તોપણ એણે ધીરજથી જવાબ દીધો કે, મહારાજ શારદા કૃત ચરણ તો એ ન હોય. એ અહિંયા લાગે છે કે નહિં તે જ્યાં આપ જેવા કદર દાન પાદશાહ અને જગન્નાથ જેવા પંડીત બીરાજ્યા છે ત્યાં મારે બોલવું, એ

મોટી બે અદબી કહેવાય. એમ કહી જગન્નાથ તર્ફ નજર કરી જાણે એમ કેહેતો હોય કે હવે તો મહારાજ તમે રંગ રાખો તો રહે. જગન્નાથ પંડિતને હમેશા તો સભામાં ખંડન વાકય સિવાય બીજું બોલવાનીજ બાધા હતી. પણ આ વેળા બીરબલને રક્ષણે આવ્યા ખરા. એનું કારણ એ હતું કે એક તો બપોરે એણે સભામાં પોતાની પ્રશંસા કરી હતી. તેથી ખૂશ થયા હતા. અને બીજું ત્યાંથી ઉઠ્યા પછી ચક્ર વક્રને પ્રથમ પુજ-વાનો વિધિ. બરાબર પાળનાર જે બીરબલ, તે જગન્નાથ પંડિત તથા મુલ્લાં ફૈઝીને ઘેર જઇને એ-વો તો નરમાસથી મશકો લગાડી આવ્યો હતો, કે તેઓએ ખરા દિલથી એને સહાય થવાનું કબુલ કર્યું હતું. વળી અભિમાની પુરૂશોને માથુ નમા-વીએ, તો તેઓ પોતાનું માથું આપતાં પણ આં-ચકો ખાય નહિં. તેથી બીરબલની આ દીનતા જોઈ ફક્કડ જગન્નાથે પોતાના કાન ફફડાવ્યા અને કહ્યું કે "પાદશાહ, બીરબલ ખરૂ કહે છે. આવું છેક અર્થ રહીતજ જે બોલે તેના દોશ બતાવવા એમાંજ શરમ છે." આ સાંભળી બધા ચમક્યા.

શું એ એમ કહેવાની તાકાદ ધરાવે છે કે પાદશાહનો એવો પ્રતાપ નથી. મિયાં લબ્બે તો છલકાઈને પૂછવા લાગ્યા કે ત્યારે મારો અર્થ શો ખોટો છે તે કહો. એણે જવાબ વાળ્યો. "મિયાં, પાદશાહની રજા હોય તો તૈયાર છું." પાદશાહે કહ્યું, રજા છે. જગન્નાથ પંડિત બોલ્યા. "પૃથ્વિપતે, મિયાં લબ્બે શું કહેવાના હતા. પણ ત્રણ ભુવનના લોક જાણે છે કે આપના અપૂર્વ પ્રતાપના બળે આપની પ્રજા સુખી છે અને હમેશાં નિરાંતે ઉંઘે છે. પણ અફસોસ! એ અર્થ આ દુહાની સાથે લાગતોજ નથી. જો એને પ્રજાની ઉક્તિ ગણીએ, તો મમરક્ષક ને બદલે હમ રક્ષક કહેવું જોઈએ. આનો ઉત્તર વાળવાનો વિચાર તો કર્યો પણ મિયાં લબ્બેના બોલ મોંમાંજ પાછા ગેબ થઈ ગયા. કેમકે એણે ધાર્યું હતું કે એ પાદશાહનો પ્રતાપ ના પાડશે. પણ જગન્નાથે તો વ્યાકરણ દોશથીજ એનું ચરણ ઉડાવી દીધું. બીરબલે હસીને કહ્યું—"મિયા લબ્બે, પંડિત રાજે તો આપકા ચરનસેં મૂલહિ કાટકે ઉડા દીયા." એણે જવાબ આપ્યો.—"બનચર, તેરે ચાર ચ-

રતિ એહિ મુબારક હો. આદમી કોં તો દોહિ બસ હે.” સચ બાત, મેરે પ્યારે, લૈકીન, હે તિન ચરનવાળે, તું તો નહિ આદમી ઔર હેવાન કિસમેં રહા! ઈસ્કા કરના કહા?”

આટલી જરા ટપાટપી થઈ રહ્યા પછી પાદશાહે માનસિંગના સામું જોઈ કહ્યું, રાજા સાહેબ, આપ એ શમસ્યા શી રીતે પૂરો છો. રાજા માનસિંગે તો સલામ કરી નમ્રતાથી આટલુંજ કહ્યું.

"બાદશાહ બડ બખ્ત."

આ સાંભળી કેટલાકે તો એમ ધાર્યું કે "હે મહા ભાગ્યવાન પાદશાહ એમ કહી રાજા અકબરશાહ સાથે કાંઈ બોલવા જાય છે, પણ જ્યારે એટલું બોલી તે ચૂપ રહ્યા ત્યારે બધાએ જાણ્યું કે એતો શમસ્યાનું ચોથું ચરણ થયું. એનો અર્થ બધાએ એ પ્રમાણે કર્યોઃ—મારા સુભટ સરદારો મહા બળવાન અને મારી રક્ષા કરવામાં રાત્ર દિવસ જાગૃત ઉભા છે એમ જાણી નસીબવાળા રાજાઓ સદા નિરાંતે સૂએ છે. પણ આત્મબળ ઉપર આધાર રાખનારા સૂરા અકબરને આ અર્થ કેમ રૂચે? એણે કહ્યું, રાજાસાહેબ આપના જેવા

સરદારોની તો એમાં ખૂબી છે. પણ પાદશાહોને માટે એ કાંઈ સારી રાજનિતિ કેહેવાય નહિ. એમ કહી અબુ ફૂજલના સામું જોયું કે તુર્ત તે ચતુર કારભારી બોલ્યો, બંદે નવાજ, દાલ ડાલનો ફરતો મોટા મોટા મુનસી પણ ગણુતા નથી. માટે આપે પણ નજ ગણવો જોઈએ. એમ કહી એણે રાજા માનસિંગના ચરણનો અર્થ આ નીચે પ્રમાણે ઉથલાવી નાખ્યો. **"બાદશાહ બદ બખ્ત"**

અબુલફૂઝલના આ શબ્દ ચાતુર્યથી પાદશાહ વગેરે સઘળાનાં મન પ્રસન્ન થયાં, પણ રાજા માનસિંગને તો બહુજ માઠું લાગ્યું. એ રાજા કોઈ હાલના જેવો અફીણી કે ગંડુ ન હતો, તે ખબરદાર, વિચારવંત, થોડા બોલો, અને જે બોલે તે પ્રતીપાદન કરી શકે એવો હતો. તેથી આ પ્રમાણે પોતાના બોલનું ખંડન થવાથી તેને ગુસ્સો લાગ્યો અને બોલી ઉઠયો કે મારી સમશ્યા પૂર્તિમાં ઉત્તમ રાજનીતિ રહેલી છે. અને જો તે આ સભામાં કોઈથી નહિ સમજાતી હોય તો તે સમજાવવા તૈયાર છું. અકબરે જોયું કે માનસિંગને ખોટું લાગ્યું અને તેથી કહ્યું કે રા-

જાસાહેબને તસ્દી લેવી પડે એતો ઠીક ન-
હિ. આ સભામાં કોઈ એમના વાક્યનો ગૂઢાર્થ
સમજાવો. બધા એક બીજાના મોં તરફ જોવા
લાગ્યા. પાદશાહે જગન્નાથ પંડિત ભણી નજર ક-
રી એટલામાં બીરબલે હિંમતથી બોલવું શરૂ ક-
ર્યું. "સાહેબ, એ દુહાનો પ્રસંગ સમજ્યા વિના
એની ખુબી નહિ સમજાય, આપના જેવા એક
પ્રતાપી પાદશાહ વિક્રમાજિત એક સમે નગર
ચર્ચા જોવા નીકળ્યા. અંધાર પિછોડી ઓઢી શ-
યન ગ્રહમાંથી નીકળે છે. તેવાજ બારણા આગ-
ળના રખવાળોએ "**કોણ એ**" કરી ગર્જના કરી
તેમજ મહેલની આસપાસ સો સો સુભટો હાથમાં
નાગી તરવારો લઈને પેહેરો ફરતા હતા. તે પણ
તેવાજ જાગૃત માલમ પડયા. તેથી પોતે અદ્રશ્ય
થઈને નગર ચર્ચાએ ચાલ્યા. જ્યાં જુએ ત્યાં ચો-
કીદારો ખડાને ખડા. બારે દરવાજે ફરી વળ્યા
પણ કોઈ રખવાળને ઉંઘતો કે બેઠેલો જોયો ન-
હિ. તેથી તેમણે પ્રસન્ન થઈ બારમા દરવાજા આ-
ગળ પહોંચતાં આ પ્રમાણે કહ્યું. **અહો રાત્ર**
**જાગૃત ખડે, મમ રક્ષક મહા શક્ત;** શબ્દ

સાંભળતાંજ ત્યાંના ચોકીદારો તે શબ્દને અનુસારે તેના ઉપર વાઘની પેઠે કૂદી પડ્યા, અને કાંડુ ઝાલી બંધન કરવાની તૈયારી કરવા લાગ્યા, હું પાદશાહ છું એમ સુચવવાને માટે ઉપલી લીટી પોતે ફરીથી બોલ્યા, ચોકીદાર સમજ્યા તો ખરા પણ સ્પષ્ટ બોલાવવાને સારૂ તેણે જવાબ આપ્યો કે.

**યાં કહુ સુખે સુવે સદા, બાદશાહ બડ બાંસ.**

મતલબ અમારો પાદશાહ એમ સમજે છે તેથી તો તે નિરાંતે આ સમે સૂતો હશે. અને તમે તો કોઈ ચોરજ છો. અમારા પાદશાહને પોતાના સરદારોનો આટલો અણ વિશ્વાસ ન હોય એમ વ્યંજના કરી પોતાની જાગૃતી બતાવી. વિક્રમરાજા ખુશ થઇ ગયા અને તેને સભામાં બોલાવી સવારે ઘણો શિરપાવ આપ્યો. માટે મહારાજ, બીરબલે કહ્યું કે, આ રીતે પ્રસંગ સમજતાં આ દૂહામાં રાજનિતીનો કાંઈ કાંઈ દોષ આવતો નથી. એમાં સરદારોની ભક્તિ તથા પાદશાહની કદર દારીજ વર્ણવી છે. પાદશાહે કહ્યું, શાબાસ? રાજા સાહેબ તમારૂ બોલવું બહુ ગૂઢ છે. ઘણુને તો બીરબલ જેવાની સાહેતા વિ-

ના ભાગ્યેજ સમજાય. વારૂ, હવે કોઈ બીજાને આ સમસ્યા પુરવાનું મન છે? એ ઉપરથી વિશ્નુસ્વામી કરીને એક ગોસાંઈ ત્યાં બેઠો હતો તેણે કહ્યું—"**આસ્થા રૂઢ હરિ ભક્ત**" 'હરિ'નું નામ સાંભળી પેલા જનુનુદ્દીન મુલ્લાં ચીડવાયા. કોઈ ભલા મુસલમાને કહ્યું કે હરિ કહો કે રામ કહો, પણ અર્થ તો અલ્લાજ થાય છે. વસ્તુ એક છે તો નામને માટે શું કામ લડવું જોઈએ. આ સાંભળતાંજ મુલ્લાજી હાથથી ગયા.

"**મુઝી**—ઈ! તૂં કયા સમજતાહે? દીનમે વસ્તુ હેહિ કીધર?" નામકીહિ સબ તકરાર હે "આ બોલવાથી જનુનં દીનમાં જનુન સિવાય ખરા દીનની કાંઈ સમજ નહોતી એ સાફ ગણાઈ ગયું અને તેથી ઘણા લોકો કાંઈક કંટાળાની સાથે હસી એને તુચ્છ ગણવા લાગ્યા. પણ એના મનમાં તો એ મહા ડહાપણની વાત હતી. અને દીનને નામે બાદશાહનું અપમાન કરવું તેને તો એ ગાઝીપણું સમજતો હતો. તેથી બોલ્યો, "પાદશાહ, તું મુસલમીન હૈકિ કાફિર? અપસોસ, મેં સબ મેરેનૈંફ ચસ્મોસે કયા દેખતા હૈ" બીરબલે ધીમે રહીને

જાણે જવાબ દેતો હોય તેમ કહ્યું કે **કુચ નહિ દખતે હો'** અલ્લાકો નહિતો ફિર દુસરા ક્યા દેખોગે ''? બીરબલનું આ હુંસકુ સાંભળીને તથા મુલ્લા ચશ્મા ચડાવેલી આંખે ડોળથી આસપાસ રોહોલું રોહોલું જોતા હતા તે જોઈને સભામાં ચોપદારથી તે બાદશાહ સુધી સર્વેને ખડખડ હસવું આવ્યું.

એવામાં રાજા તોડરમલ્લ સભામાં આવી પોચ્યા એ હિંદુ દિવાન બીજા સભાસદોના જેવોજ ચતુર અને વિદ્વાન હતો પણ પોતાના મહેનત ભરેલા જમાબંદીના કામમાં એટલો બધો ગુંથાએલો રહેતો હતો કે એને આવી વિદ્યા વિનોદની મંડળીઓમાં આવવાનો કવચિતજ અવકાશ મળતો હતો. તેથી બાદશાહે એને વિશેષ આવકાર દીધો અને અત્યાર સુધી જેટલી શમસ્યા પૂર્તિ થઈ હતી તે કહી સભળાવીને પૂછ્યું કે રાજા, તમે શું કહો છો. તોડરમલ્લે પ્રથમતો પોતાની દીનતા બતાવી આના કાનીજ કર્યા કીધી પણ એમ કરતાં જ્યારે વિચારનો પૂરતો વખત મળી રહ્યો ત્યારે નીચે પ્રમાણે ચોથું ચરણ ઉભું કર્યું.

## બાલક, ભુપ, સુભક્ત.

અકબરે હસીને કહ્યું કે, દિવાન સાહેબ વિના સર્વાળો બાંધી આપે? રાજા તોડરમલ્લ, તેં ખુબ કરી! સઘળાની વાત તારામાં આવી ગઈ, અને કોઈની તકરાર રહી નહિ. જોઈએ હવે બીરબલ શું કહે છે. બોલ, તારૂં શારદાકૃત ચરણ શું છે?

બીરબલે નમ્રતાથી ઘણી ઘણી ખુસનસો બજાવી ઉત્તર આપ્યો કે જનાહ પનાહ, જ્યાં આવા આવા વિદ્વાનો ભેળા થયા છે ત્યાં તેમના તેજેથી શારદાદેવી અહોનિશ હાજરજ હોય છે અને તેથી ત્યાં જે નિર્ણય થાય તે કેમ ખોટો હોય? તથાપિ મારૂ ચરણ કાંઈક એથી જૂદું છે. પણ ઝાઝો ફેર નથી. રાજા તોડરમલ્લ સાહેબ "બાલક" કહે છે તેને ઠેકાણે મારા પાઠમાં બાલકું છે. બાદશાહે પુછ્યું એ બે શબ્દોના અર્થમાં કાંઈ ભેદ છે. તોડરમલ્લે જવાબ આપ્યો, નાજી પણ બાલકુ એ જૂનું અને કાંઈક વધારે રસિકરૂપ છે તેથી મારા કરતાં એ શમસ્યા પૂર્તિ સારી છે. એમ હું કબુલ કરૂં છું.

બીરબલે રાજા તોડરમલ્લને સલામ કરી કહ્યું,

આપ લાયક આદમી છો એટલે વિવેક કરો એમાં કાંઈ નવાઈ નથી. પછી બાદશાહ તર્ફ નજર કરી બોલ્યો કે, પૃથ્વીપતિ રાજા સાહેબની શમસ્યા પૂર્તિ યથાર્થ છે. મારા અને એમના શબ્દાર્થમાં કાંઈ ભેદ નથી. પણ મારો શારદાકૃત દુહો છે. તેથી વિચારીને જોશો તો કાંઈ બીજી પણ ચમત્કૃતિ નીકળી આવશે. બાદશાહે ચો તર્ફ જોયું કે કોઈ બીજી ચમત્કૃતિ એમાંથી કાઢી આપે છે, મિયાં ફૈઝીએ કહ્યું, હાજી આ દુહાની ખૂબી એ છે કે રાજા માનસિંગ અને મુલ્લાં અબુલ્ફઝલની શમસ્યા પૂર્તિમાં જે વિરૂદ્ધતાઓ આપી હતી તે બંનેનો સમાવેશ એમાં થઈ જાય છે. જો,

**બાલ, કુભૂપ, સુભક્ત,**

એમ શબ્દ તોડીને વાંચીએ તો જૂદો અર્થ નીકળે અને નહિ તોસાધારણ રાજા લોકોને પસંદ પડતોજ અર્થ દેખાય.

**બાલકુ, ભૂપ, સુભક્ત.**

બાદશાહ આ શાંભળી ઘણો પ્રસન્ન થયો અને સર્વેના વખાણ કરવા લાગ્યો. એણે કહ્યું કે મારી સભામાં આવા રત્નો પરમેશ્વરે આપ્યાં છે. તેથી

હું તેનો ઉપકાર માનુ છું. વારૂ પંડિતરાજ, તમે કાવ્ય શાસ્ત્રી છો, તેથી નિર્ણય કેરા કે આ સઘળા ચરણોમાં સૌથી સારૂ કોને ગણવું. મારી નજરમાં તો એ સઘળાં સારાં લાગે છે. જગન્નાથ પંડિતે ધીમેથી ઉત્તર આપ્યો કે બધાંએ ચરણ રસિક છે ખરાં તો પણ કવિ કૃતતો બીરબલનુંજ કહેવાય. ફૈઝીએ પૂર્વપક્ષ કર્યો કે રસ છે તો કવિતા અને કવિતા કહી તો પછી તે કવિકૃતિ થઈજ ચૂકી. જગન્નાથે હસીને કહ્યું. મિયાં ફૈઝી આજે તમે સંક્ષેપમાં વાદ ઠીક ગોઠવ્યો છે. **વાક્યં રસાત્મકં કાવ્યં**. એ આધાર ઉપર તમે કુદતા હશો પણ રસ શબ્દનો અર્થ તમે સાધારણ લોકની પેઠે સમજો છો તેવો નથી. અથવા રસનો અર્થ તેમજ તમારે કરવો હોય, તો હું કહું છું કે કાવ્યમાં રસ કરતાં પણ કાંઈ બીજી વસ્તુની જરૂર છે.

આ સાંભળી બધા પંડિત રાજના સામું જોવા લાગ્યા એમાં કોઈને કાંઈ સમજાયું નહિ. અને ખુલાસો માગવાની હિંમત ચાલે નહિ. ત્યારે પાદશાહે કહ્યું કે તમારૂં બોલવું ઘણું ગુઢ છે. તેથી મને વિસ્તારથી સમજાવો. “**ઠીક સાહેબ**”

એમ કહી જગન્નાથે આ પ્રમાણે ખુલાસો કર્યો. હર્ષશોકાદિ નાના પ્રકારના મનો વિકારને સાધારણ રીતે રસ કહે છે. જો એવો રસ જે વાકયમાં હોય તેને કવિતા કહિએ, તો બહુ વિપરિત થશે. પ્રાણી માત્રમાં મનો વિકાર છે અને તેથી વિકારી સ્થિતિમાં તે જે બોલે તેને કવિતા કહેવી પડશે. કૂતરૂં ચીડવાઈને ભસવા લાગે તો તે વીરરસ કહેવાય અને કોઈ પોતાના બાપની પચ્છાડી પોકશ્રાદ્ધ કરતો હશે તે કરૂણા રસની કવિતા કરે છે એમ કહેવું પડશે. પ્રિય મરણના શોકથી એ જે વિલાપ કરતો હશે તેમાં કરૂણારસ કદાપી હશે ખરો પણ એ કરૂણા રસની કવિતા કરે છે એમતો નહિજ કહેવાય. એમ હોય તો પ્રાણી માત્ર સુખ દુઃખને સમે કવિ છે અને કવિમાં કાંઈ વિશેષ રહેતું નથી. અર્થાત પોતાનાજ અનુભવની વાત કથનારો ગમે એવું રસમય બોલે તો પણ તે કવિ છે એમ નહિ કહેવાય જો તેની વાણીમાં રસ છે, તો તે રસિક માત્ર છે એટલુંજ સિદ્ધ થાય છે. કવિ તો તેજ કે પોતાના અનુભવ બહારની કથા વર્ણન કરતાં પણ તદ્રુપ રસને દર્શાવી શકે.

આ શમસ્યા પૂર્તિ જે જે લોકોએ કરી છે તેનો નિત્યાનુભવ વિચારી જોશો તો આ મારૂં કહેવું વધારે સમજાશે. વળી બાળકની લીલા અવલોકવી અને તેથી પ્રીતિમાં મસ્ત રેહેવું એ માતાનો ધર્મજ છે. તે પ્રમાણે રાણી સાહેબે વત્સરસ મૂકીને આ દૂહો પૂરો કર્યો એમાં કાંઈ આશ્ચર્ય નથી. તેમજ રાજા માનસિંહ જેવા શૂરા સરદાર પાદશાહના સંરક્ષણ પછાડી મંડી રહ્યા છે તેને એમ લાગે કે અમે છઈએ ત્યાં બાદશાહને કાંઈ પણ ફિકર રાખવાની જરૂર નથી એ સ્વાભાવિક અને નિત્યનુંજ કર્મ છે. અબુફજલ જેવા દિવાન જેનું કામ હમેશાં સારી મસલત આપવાનું છે તેને એમજ લાગે કે ગમે એવા સરદાર હોય પણ તેની ઉપર ભરોસો રાખી બેશી રેહેતો તે "**બાદશાહ બડબખ્ત**" જ જાણવો. વિષ્ણું સ્વામી ભક્ત છે એટલે એમને પરમેશ્વર ઉપર અચળ આસ્થા રાખવાનુંજ સૂઝ્યું. એ પ્રમાણે એ સર્વે જણે તો પોતપોતાના નિત્ય વ્યવહારનીજ વાત કહી. એમાં કાંઈ કવિતા કરી એમ કહેવાય નહિ. તોડરમલ્લ રાજા બડા હિસાબી છે

એટલે આ બધાની વાત સાંભળી માત્ર તેનો સ-વાળોજ કરી આપ્યો. પણ બીરબલ જેને એમાં-નો એકે અનુભવ નહિ તેણે એ બધાનો અનુભવ રસમય વાણીમાં છટાથી દર્શાવ્યો. માટે એનીજ વાણી શારદા પ્રેરિત એવો મારો તો અભિપ્રાય છે.

બાદશાહે રાજી થઈ બીરબલને "**કવિરાય**" નું પદ આપ્યું, અને તે દિવસથી એને એજ નામે બોલાવવા લાગ્યો.

---

## બીરબલ તથા બાદશાહ વચ્ચેના રમુજી કીસાઓ.

બીરબલ અકબર બાદશાહની કચેરીમાં જઈ સર્વનું મનરંજન કરતો હતો ખરો પરંતુ તેની ખરી ખુબી હજી બાહાર પ્રગટ થઈ નહોતી. એક દીવસ રમજાન મહીનામાં બાદશાહી મેહેલમાં આ-નંદ ઓછવ થઈ રહ્યો હતો. દસ્તુર મુજબ બાદ-શાહે કચેરી ભરી નાચ રંગ કવીઓની ચાતુરી વીગેરે સાંભળી પોતે ઘણોજ પ્રસન્ન થયો. રાજા રાજવાડાઓનાં નજરાણાં લેઈ મુસદી તથા નોકર

વર્ગને યોગ્ય બક્ષીસો આપી પોતે જમવા ઉઠયો. રણવાસમાં તેની હુરમા ( બેગમ પાટવીરાણી )એ તેજ પ્રમાણે કરી પોતાના સ્વામીને સાથે લેઈ જમવા ચાલી તે વખતે પોતાની ખાસ બાંદી(ગોલી )ને હુકમ કર્યો કે સોનાના વરગ ચઢાવી ઘણા સરસ મસાલાદાર બે પાનનાં બીડાં તૈયાર કરી રાખજે. બેગમ તરફથી મળેલી. ભેટની ખુશીમાં મગ્ન થઈ ગએલી બાંદીને બીડાં તૈયાર કરતી વખતે પુરતો ખ્યાલ નહીં રહેવાથી ચુનો ઘણો પડી ગયો. મસાલા ઈત્યાદી. નાંખી તૈયાર કરેલાં બીડાં તેણીએ બેગમને જમી રહ્યા બાદ આપ્યા; બેગમે પોતાની આવી ચાલાક દાસીની બાદશાહ પાસે ખુબ તારીફ કરી જુદાં પડ્યાં. બીડાં ચાવતાં તરતજ તેના મોંમાં ફોલા પડી ગયા. બેગમે બીજી બે દાસીઓને બોલાવી હુકમ કર્યો કે તેના ( બીડાં તૈકાર કરનાર દાસી ) હાથમાં ડામદો. દાસીઓએ બહુ પ્રકારે વીનવ્યા અને અરજ કરી કે અરે રેહેમદીલનાં સખાવત સાહેબ આજના જેવા પવીત્ર દીવસમાં આવું કુરકામ આપને હાથે થાય તેમાં ખુદા રાજી નહીં અલબતે તે બાંદી ગુ-

નાહ બદલ સીક્ષાને લાયક છે. પરંતુ તેવી કોઈ પ્રકારની હલકી બીજી સજા ફરમાવવી જોઈએ બેગમે ખુબ વીચાર કરી તેમની અરજ મંજુર કરી બીજી શી શીક્ષા કરવી તેની તજવીજમાં હતી તેવામાં તેને સુઝી આવ્યું કે તેને ત્યારે શેર કળી ચુનો પાઈ દેવો આ વાત મગજમાં ઠસી એટલામાં તો તેજ બાંદી આવી ચડી. તેને બેગમે પોતાનો જરાભાર ઇરાદો ન જણાવતાં તેમ બીજી દાસીઓ તેને કહી નદે તેવી તજવીજથી તેને એકદમ બાદશાહી તંબોલીની દુકાનપર જઈ તરતનો તૈયાર કરેલો ચુનો શેર એક લેઈ જલદી આવવા ફરમાવ્યું હુકમ શીરપર ચડાવી બાંદી એકદમ મેહેલ બાહાર નીકળી તે તંબોળીની દુકાનપર આવી બેગમનો હુકમ સંભળાવ્યો. બીરબલ તે વખતે ત્યાં બેશીને પોતાની ખુશી માફક બીડી બનાવતો હતો, તુણે બાંડી સામું જોઈ વિચાર કર્યો કે કાંઈ વીચીત્ર આફત આજે ગુજરવાની છે. પેહેલાં તો તેને વિચાર આવ્યો કે ખેર બાદશાહી દરબાર છે ત્યાં તેટલો ચુનો જોઈએ તેમાં શી નવાઈ; પણ તે વિચારથી તેને સંતોષ ન થવાથી

બાંદીથી સર્વ હકીકત સાંભળી વાકફ થયો તેથી તેના પેહેલાં વીચારને ઘણોજ ટેકો મળ્યો. બાંદીને સૌ સાંભળતાં કહ્યું કે બાઈ મારા જેવા ગરીબનું કહ્યું માનીને તું શેર એક ઘીઆ બેનેકેની નોસ્તીની દુકાનેથી પીતીજા અગર તારા ઉપર આફત ન ગુજરે તો આ સાથે એક દવાનું પડીકું આપું છું તે ખાજે એટલે તને તે ઘીનું અજીર્ણ નહી જણાય તારી પાસે ઘી લેવાના પૈસા નહોય તો ચાલ હું અપાવું. બાંદીને આ વાત મનમાં હસવાથી તેની સાથે જઇ બીરબલના પૈસાનું શેર ૧ ઘી પીગઇ અહીંઆં તંબોલીએ કહ્યા મુજબ શેર ચુનો વાસણમાં ભરી તૈયાર રાખ્યો જેવી બાંદી આવી કે તરત તેને હવાલે કરી રવાને કરી. મેહેલમા જઈ ચુનાનું વાસણ પોતાના પાલણુહાર આગળ મુક્યું કે તરતજ બેગમે તેને તે સઘળો ચુનો પીજવા ફરમાવ્યું. બાંદી પેહેલા તો ઘણીજ ગભરાઈ પણ તરત યાદ આવ્યું કે મેં ઘી પીધું છે તો મને હવે શું થવાનું એમ જાણી સઘળો ચુનો પીગઈ બેગમે તેની દેખરેખ માટે ખાસ માણસો જરા કાંઇ તમાસા યા હસવા જેવું

થાય કે તેને બોલાવી લેવી એવા હુકમથી રાખ્યાં હતાં. પણ સાંજ સુધી તેને કાંઈ પણ ન જણાયું. એટલામાં બાદશાહ સાંજે સાત વાગે બેગમના મેહેલમાં આવ્યા ત્યારે તેણીએ સર્વ હકીકત રોશન કરી આ સાંભળતાંજ તેણે તે બાંદીને પોતાની હજુરમાં બોલાવી લાવવા ફરમાવ્યું. બાંદી હાજર થઈ ત્યારે બાદશાહે ધમકી દેઈ સર્વ હકીકત ખરેખરી બયાન કરવા હુકમ કર્યો. તેણે તંબોળીને ત્યાં જેજે હકીકત બની તે સર્વે કહી જ્યારે બાદશાહને માલમ પડ્યું કે રખેને તે માણસ બીરબલજ ન હોય. બીજે દીવસે કચેરીની વખતે બીરબલ હાજર હોવાથી બાદશાહે પ્રથમ તેની અકલની તારીફ કરી, ગઈ કાલે તંબોલીને ત્યાં શું બન્યુ તે જાણવાની ઇચ્છા બતાવી બીરબલે તે સર્વ હકીકત જાહેર કરી ત્યારે બાદશાહ ઘણો હેરત થયો ને ખુદાની બંદગી કરવા લાગ્યો, હે પરવર દીગાર મારા જેવા પાસે આવા અકલમંદ આદમીઓનો ખજાનો તેમને બક્ષીસ કર્યો તેથી તારો આશાન હુ કેટલો તથા કેવી રીતે અદાં કરૂં તે દીવસથી પોતે તથા સર્વ મુશદી વર્ગ બીરબલને બહુ ચાહાવા લાગ્યા.



એક વખત બાદશાહે બીરબલને સવાલ કર્યો કે "**મુસલમાનનો હીંદુ કેમ ન થાય**" આ પ્રશ્નનો ઉત્તર મને એક મહીનાની અંદર મળવો જોઇએ. જે વાતનો ખુલાસો કરવા તેણે કબુલ કર્યું. પંદરેક દીવસ બાદશાહ મુકરર વખતે નદી કીનારે હવા ખાતો હતો તેવામાં બીરબલે બે રૂપીઆ ધોબીને ભાડાના આપી એક ગધેડો તથા અધમણ સાબુ લઈ ત્યાં આવી પોહોચ્યો. ગધેડાને નદીમાં ઉભો રાખી ખુબ સાબુ ચોળી નવરાવવા લાગ્યો, તેવામાં બાદશાહની નજર તેના ઉપર પડી. પોતાના હજુરીઆને પુછ્યું કે આ બેવકુફ્ કોણ છે કે ગધેડાને સાબુથી નવરાવે છે. હાથ જોડી હજુરીઓએ અરજ કરી કે જાહાંપનાએ તો બીરબલ સાહેબ છે. બાદશાહ તરત ત્યાંથી ઉઠી બીરબલના સામે ઉભો રહ્યો ને પુછવા લાગ્યો કે અરે અકલના દુશમન આતે તું શું કરવાને ફોકટ મેહેનત કરતો હશે. બીરબલે હાથ જોડી નમ્રતા પૂર્વક અરજ કરી કે હે પૃથ્વીના મહાન રાજા મારે ત્યાં એક કીતાબમાં એમ લખ્યું છે કે " આ તરકીબ મુજબ અગર ગધેડાને નવરાવે તો થોડાક

કલાકમાં તેનો ઘોડો ઘણોજ સરસ તથા ઉંચી કીમતનો બને," તે પરથી હું આમ કરૂં છું. આ જવાબ સાંભળી બાદશાહને બહુ હસવું તો આવ્યું પરંતુ બીરબલને આમ કરવાનું કાંઈ ખાસ કારણ તેના સમજવામાં ન આવવાથી કહ્યું કે કદી ગધેડાંનાં ઘોડાં બનતાં હશે ખરાં વારૂ? આ સાંભળતાંજ બીરબલ બોલ્યો કે પૃથ્વીનાથ "**કદી મુસલમાનના હીંદુએ બને ખરા.**" આ હાજર જવાબ સાંભળી બાદશાહ બહુજ ખુશી થઈ તેની અક્કલની તારીફ કરતો કરતો મેહેલમાં ગયો.



બીરબલે પોતાની કચેરીમાં એકકની ગાદી કરાવી હતી. મતલબ કે તે એવી તો શોભાયમાન, ઉંચી તથા ખુબીદાર દેખાતી હતી કે સૌ તેની અદેખાઈ કરવા લાગ્યા. બાદશાહી તખતથી તે ફક્ત એકજ વેહેત નીચી હતી. એક વખત સાંજે કચેરી પુરણ ઠાઠથી ભરાએલી હતી, નાચ રંગ તથા આનંદ થઈ રહ્યો હતો તેવામાં એકા એક બીરબલ કચેરીમાં આવી પોતાની ગાદી ઉપર બેઠો. બાદશાહને તેનો ઠાઠ જોઈ જરા અદેખાઈ આવી તો

ખરી પણ મન જરા શાંત રાખી ધીમેથી પુછ્યું "**બીરબલ તારામાં ને એક ગધેડામાં કેટલો ફરક**" બીરબલે પોતાની ગાદી બાદશાહી તખ્ત વેંતથી ભરી જોયું, અને ધીમેથી હાવકો થઇ અરજ કરી કે "જાંહાંપના એક વેહેંતનોજ ફક્ત ફરક છે." આ જવાબ સાંભળી પોતાનેજ ગધેડો બનાવ્યો સમજી ચુપ થઈ રહ્યો.



એક વખત ભર કચેરી વચ્ચે બાદશાહે બીરબલને હુકમ કર્યો કે મને આદમીનું દુધ એક મહીનાની અંદર લાવી આપ અગર મને નહી આણી આપે તો જો. હું તારી કેવી માઠી વલે કરૂં છું. બીરબલના આ હુકમ સાંભળતાંજ હોશ ઉડી ગયા તેણે ખાવું પીવું તજી દીધું. એક વખતે તેની પુત્રી ત્રીવેણીએ પોતાના પુજ પીતાને આવી ગમગીની સ્થીતીમાં જોઈ અરજ કરી કે આટલી દીલગીરીનું કારણ ફરમાવવા તાબેદાર ફરજંદ ઉપર મેહેરબાની થવી જોઇએ; જે પરથી બીરબલે તમામ હકીકત તેને રોશન કરી. તે બોલી મારા માનવંતા પીતા આ ફીકર આપના સુકોમળ મ-

નમાંથી દુર કરો. બાદશાહને પરભાર્યોજ હું તેનો ખુલાસો કરી આપીશ. એક વખત ચંદ્રમા પૂર્ણ કળાથી પ્રકાશી રહ્યો છે, થંડો પવન મંદ આવી રહ્યો છે. શેહેરમાં તમામ નાનાથી તે મોહોટા સુધી સૌ નીંદ્રા દેવીને વશ થયેલાં છે તેવે સમયે મધરાત્રીને વીશે ત્રીવેણી થોડાં એક કપડાં ધોવાનાં લેઈ બાદશાહી મેહેલ નીચેના ઘાટ ઉપર ઘણાજ જોરથી ધોવા લાગી. થંડી વખતનો આવો અવાજ બાદશાહને કાને પડતાં તે તરફની બારી ઉઘાડી પુછ્યું કે આ વખતે આ જગ્યાએ કોણ ધુવે છે. તેણીએ હાથ જોડી અરજ કરી કે હજુરના ગુલામ બીરબલની છોકરી ત્રીવેણી છે. બાદશાહે કહ્યું શું તારે ત્યાં માણસનો ટોટો છે કે તું જાતે આ કામ કરે છે. તેણીએ કહ્યું કીબ્લે જાહાંન હમણાંજ મારા પીતાને પુત્ર પ્રસવ્યો તેથી મારે આ કામ કરવું પડે છે. બાદશાહે કહ્યું અરે ઘેલી "**પુરૂષને કદી પુત્ર પ્રસવે ખરો**" આ સાંભળી ત્રીવેણી બોલી જાંહાંપનાં "**આદમીને દુવે ત્યારે હોય ખરૂં.**" બાદશાહ આ જવાબ સાંભળી ચુપ થઈ મેહેલમાં જઈ સુઈ રહ્યો.



બાદશાહ અકબરના સાંભળવામાં એમ આવ્યું કે બીરબલનો બાપ કમ અકલનો બોબડો તથા બેવકુફ છે તે ઉપરથી તેને મળવાને બાદશાહનું મન બહુ તલપી રહ્યું હતું એક વખત બાદશાહને ખુશ મીજાજમાં બેઠેલા જોઇને બીરબલના શત્રુઓએ આવો લાગ ફરીથી નહીં આવે એમ સમજીને સમજાવ્યું કે જહાંપના આ વખતે અગર બીરબલના બાપને આપની હજુરમાં બોલાવીએ તો આ ખુશીના વખતમાં બમણી ખુશી હાંસલ થાય. જેમ બીજા રાજાઓને કાન ન હોય પણ સાંન ન હોય તેમ આ બાદશાહને નહોતું તેણે વિચાર્યું કે આ વખતે જોઈએ તો ખરા કે બીરબલ શું પોતાની ચાલાકી લડાવે છે કારણ કે તેને તેવી વાતનો અત્યંત શોખ હતો અને તેટલાજ માટે પોતાના દરબારમાં ટીખલી; ઘણા વિદ્વાનો કવીરાજ ઈત્યાદીક પ્રખ્યાત પામેલા માણસોને નોકર રાખતો હતો. બીરબલના શત્રુઓની અરજ સાંભળી તરત એક હલકારાને બીરબલને ઘેર તેના પીતાને હજુરમાં તેની સાથે મોકલવા બાબતના હુકમ સાથે રવાને કર્યો. હુકમ વાંચી

બીરબલે પોતાના બાપને કચેરી જવા અરજ કરી પણ સખ્ત ભલામણ કરી કે એકે શબ્દયા પ્રશ્નનો બાદશાહને ઉતર ન આપતો પણ ભલે બેહેરા મુગાછો. એમ સમજી બેશી રહેજો, **સબબ** આ પ્રમાણે નહી વરતશો તો આપણી ફજેતી લુટાશે. તેનો બાપ સ્વાર્થ બહુ સમજતો હતો તેથી પોતાના બેટાને તેની મરજી મુજબ વરતવા વચન આપી હલકારા સાથે કચેરીમાં પોહોચ્યો બાદશાહે તેને યોગ્ય માન આપી પોતાની પાશે બેસારી ઘટતા પ્રશ્નો પુછ્યા પરંતુ તે પોતે તથા બીરબલના શત્રુઓ તેમની સમજમાં કેટલા બધા ઠગાયા. તેમણે પુછેલા પ્રશ્નોનો જવાબ કઢાવવા ઘણીએ કોશીશ કરી પણ કાંઈ વળ્યું નહીં, કારણ કે બીરબલની શીખામણ મુજબ તેના બાપે એક હરફ મોંમાંથી કાઢ્યો નહીં આખરે હારીને તેને પોતાને ઘેર જવાને રજા આપી. ઘેર આવી તેણે સર્વ હકીકત બીરબલને કહી સંભાળાવી જે ઉપરથી તે અફસુસ કરીને બીજે દહાડે સવારમાં વેહેલો કચેરીમાં ગયો. બાદશાહે બીરબલને કહ્યું કે "**અગર બેવકુફોથી કામ પડે તો**

**બીરબલ આપણે શું કરવું"** બીરબલે ધીમે ર-હીને જવાબ આપ્યો કે " જાહાંપનાં ચુપ રહેવું બેહેતર છે " આ હાજર જવાબ સાંભળી બહુ હસવું તો આવ્યું પણ મનમાં તો સમજ્યો કે તેણે મને બેવકુફ તથા પોતાના બાપને ડાહ્યો ઠ-રાવ્યો. બીરબલ ઉપર બહુ ખુશી થઈ સીરપાવ સારો આપી વીદાય કર્યો.

એક વખત અકબર બાદશાહ તથા બીરબલ ગરમીના દીવસમાં સાંજની વખત પવનની થંડી લેહેર લેતા બાદશાહી મેહેલની અગાશીમાં બેઠેલા હ-તા તે વખતે તેણે બીરબલને પુછ્યું કે બીરબલ અગર તારી તથા માહારી બનેની ડાઢીઓ સળગી ઉઠે તો તું પેહેલાં કોની દાડી બુઝવવા કોશીશ કરે, બીરબલે ધીમે રહી હાથ જોડી હાવકે મોંઢે અરજ કરી કે હે તમામ આલમના બાદશાહ પેહેલા હું મારી પોતાનીજ બુઝવું ત્યાર પછી તમારી. બાદ-શાહ, પોતાનો નોકર આવી બાહાદુરી હાજર જવા દેછે તથા બાદશાહનો જરાભર ખોફ ન રાખતાં તે હીંમતમાં કેવો દ્રઢ છે, તે જોઈ હરેત પામી તેની તારીફ કરવા લાગ્યો.

બીરબલને હાજર જવાબી પુરો જોઈ બાદશાહને બહુજ આનંદ થતો એક દીવસ પુરી મોજમાં બાદશાહ કચેરીમાં બેઠો હતો. તમામ કવીઓ પંડીતો મુસદીઓ વીગેરે ત્યાં હાજર હતા તે જોઈ બીરબલ તરફ નજર કરી કે "**ઓસન બડી કે હથીયાર**" બીરબલે એકદમ જવાબ દીધો કે ફીલ્લો જન "ઓસાન" આ જવાબ સાંભળતાં બાદશાહ બહુજ ચીડાઈ ગયો, પણ અકલમંદ પુરૂષની પેઠે પોતાનો ગુસ્સો જાહેર ન કરતાં યોગ્ય તકની રાહ જોવા લાગ્યો. એક દીવસ સવારના નવ વાગે એક ગાંડા હાથીને મેહેલના ચોગાનમાં જેવો બીરબલ દુરથી દેખાય તેવોજ તેના ઉપર છોડી મુકવા તેના રાવતને ફરમાવ્યું. દસ્તુર મુજબ કચેરીની વખતે બીરબલ મેહેલ તરફ આવતો હતો તે જોઈ હુકમ મુજબ રાવતે હાથી છુટો મુકી દીધો. પેહેલેથીજ સર્વે લોકોને તો દુરજ રાખ્યા હતા તેથી બીરબલ ઉપર જોસ ભર તે આવ્યો આ તમાસો જોવાને બાદશાહ પોતે મેહેલ ઉપલા દીવાન ખાનાની બારીએ આવી ઉભો રહ્યો હતો. બીરબલે પોતાનું મૃત્યુ નજદીક આવ્યું. જાણ્યું પણ જરાભર હીમત

છોડી નહી તેવામાં એક કુતરૂ રસ્તાની બાજુ પડયું પડયું ઉંઘતું હતું તેના પર તેની દ્રષ્ટી પડી પણ તેટલામાં તો હાથી તેના ઉપર એવા જોરથી આવ્યો કે તે શું કરવું તે વીચાર કરવા વખત રહ્યો નહીં બીરબલે પોતાના ઈષ્ટ દેવનું સ્મરણ કરી પેલા કુતરાનો પગ પકડી એવા જોરથી હાથીની સુંઢપર માર્યું કે કુતરૂ ઘણા દરદથી બુમ પાડી ઉઠયું. હાથીને સુંઢપર વાગવાથી તથા તે કુતરાની બુમથી ચીડાઈ કુતરાને મારી નાંખવા દોડયો કે બીરબલ પોબારાં ગણી મેહેલમાં દાખલ થઈ ગયો. બાદશાહ ઘણીજ તાજુબી સાથે બે હાથ જોડી પરવર દીગારની પોતાના આવા અકલમંદ, પોતાને તથા સર્વને આનંદ પમાડનાર આવા પુરૂષનું વીચીત્રપણે બચવું થવાથી ઘણી આજીજી સાથે બંદગી કરવા લાગ્યો. પછી બીરબલને પોતાની પાસે બોલાવી ઘણો ભારી સીરપાવ આપી પોતાના રાજ્યમાં તેની બહુ આબરૂ વધારી.



બીરબલ બાદશાહને તથા તમામ કચેરીને પોતાનાં વાક્ય વીનોદ ચતુરાઈ વીગેરેથી ખુશી બહુ

રાખતો પરંતુ જ્યારે મશ્કરી કરવામાં બાદશાહને ખુદને છોડતો નહીં તો કચેરીનાં માણસો, મુસદી વર્ગ તથી પંડીતો ઈત્યાદી કોને તોશેનોજ જવા દે. આ બે પરવાઈને લીધે તે વખતે સૌને બહુજ અળખામણો થઈ પડતો નંબર ત્રીજામાં બતાવેલા કારસથી બાદશાહ ઘણોજ મનમાં ચીડાઈ બીરબલને એકદમ તેની કચેરીમાંથી દુર થવા હુકમ કર્યો. હુકમ સાંભળતાંજ તાઝીમ કરી તે ઉઠ્યો. મકાનપર જઈ જોઈતો સામાન લેઈ છાનોમાનો દીલ્લી શેહેરમાં નીકળી એક ઠાકોરના ગામમાં ઘણે દુર જઈ તેના આશ્રા નીચે છુપે વેસે રહ્યો. ઠાકોર તેનું હદ ઉપર સન્માન કરતો. પંદરેક દીવસ થયા નહીં એટલામાં તો બાદશાહને ઘણું જરૂરી કામ આવી પડયું બીરબલ શીવાય તેને યોગ્યને નેક સલાહ આપનાર બીજો ન હોવાથી ચારે દીશામાં તેને શોધી કાઢવા માણસો તથા સ્વારો બાદશાહે દોડાવ્યા પરંતુ તેનો કાંઈ પત્તો લાગ્યો નહી. આખર બાદશાહે લાચાર થઈ પોતાના સલાહકારો પંડીતો એને સલાહ પુછી કે એવો કયો રસ્તો છે કે જેથી મને મારો બીરબલ પાછો મળે ખાનગી બાતમી

દારોથી સૌને માલમ હતું કે બીરબલ કોઈ ઠાકોરને ત્યાં જઈ રહેલો છે પણ કોણુ ઠાકોર તથા કયા ગામમાં છે તે માલમ નહી પડવાથી સૌએ મળી એમ સલાહ આપી કે જાંહાપનાં મહારાજા બીરબલ આપણી રયાશતમાં છે એમાં કાંઈ સંદેહ નથી માટે જો "દરેક નાના મોટા રાજાઓને ત્યાં એ-કેક બકરો તોલીને વજનનો આંકડો બતાવી મો-કલો અને સખ્ત હુકમ કરીએ કે બાર મહિ-ના સુધી દરેક જણે તેને ઘી સાકર ઈ. પુષ્ટી કા-રક ખોરાક ખબ ખવરાવવો અને બાર મહીના પછી તે બકરાનું વજન બતાવ્યા મુજબજ થવું જોઈએ" તો કદાચ આપનો ખોવાએલો બીરબલ આપને પાછો મળે ખરો. બાદશાહને આ નેકસ-લાહ દુરસ્ત લાગતાં તુરત તે પ્રમાણે કરવા હુકમ કર્યો. ફરમાન મુજબ મોહોટા વજીરે બરાબર ગો-ઠવણ કરી સખ્ત હુકમ સાથે રયાશતમાં તમામ ઠાકોર તથા નાના મોટા રાજા ઉપર એકેક બ-કરો તથા બાદશાહી મોહોરનો હુકમ રવાને કર્યો. આ હુકમનો ખાસ મતલબ શું છે તે કોઈના પ-ણ સમજવામાં નહીં આવ્યો પરંતુ સદરહુ હુક-

મનું અપમાન ન થાય માટે મોકલેલા બકરાની બાર માસ સુધી બરાબર તજવીજ રાખવાનો સૌએ નિશ્ચય કર્યો. ઘણાખરાઓએ તો તેમની દેખરેખ માટે મુકેલાં બાદશાહી માણસોને રૂશવત આપી થોડા દીવસ બકરાને ખુબ ભુખે મરવા દે વળી સારી રીતે ખવરાવે એવા હેતુથી કે મુકરર દીવસોમાં તેનું વજન વધી ન પડે એમ કરવા લાગ્યા બાકીનાઓ બાદશાહી જાસુસોના ડરથી હુકમ મુજબજ વરતવા લાગ્યા; પણ જે ગામમાં બીરબલ હતો. ત્યાંનો ઠાકોર પ્રથમ તો ઘણોજ વિચારમાં ડુબી ગયો પરંતુ પોતાને ત્યાં અક્કલ નીધી બીરબલ છે તેવી ફાળ આવવાથી તેની સલાહ લેવી એમ નીશ્ચય કરી પોતે જાતે રાતને વખતે બીરબલના એકાંત મકાનમાં જઇ તેને પેલો હુકમ બતાવ્યો. બીરબલે તે ઠાકોરને તેની ફીકરથી દુર કરવા માટે કહ્યું કે કાલે સવારે એક વાઘ પાંજરામાં બંધ કરી રાખો. બાદશાહના હુકમ કરતાં તે બકરાને સવાયો દોઢો ખોરાક ખવરાવો તે રોજ સાંજે બે કલાક પેલા વાઘનું પાંજરૂ લાવી તેની સનમુખ કરજો.

પછી રોજ રોજ તે બકરાને તોળજો એટલે વરસની આખરે તમામ વજન માલમ પડશે. આ સાંભળી ઠાકોર બહુજ ખુશી થયો તથા આવા અકલબાજ પુરૂષથી પોતાના ઉપર બાદશાહી ગજબ હવે દુર થશે સમજી તેની અકલની તારીફ કરતો તે પરમેશ્વર પાસે તેની લાંબી જીંદગી તથા આબાદીને માટે દુવા માગતો માગતો પોતાના મેહેલમાં ગયો. બીજે દીવસે બીરબલની સલાહ પ્રમાણે કર્યું ને રાત્રે બકરો તોળ્યો તો તેટલુંજ વજન થયું સબબ કે વાઘના ત્રાસથી તેનું તમામ લોહી સુકાઈ જતું હતું બાદશાહને બીરબલની ઘણીજ જરૂર હોવાથી, તથા તેની ગમત શીવાય તેને ચેહેન બીલકુલ નહીં પડવાથી પોતાનો બાર મહીના સુધી દરેક રજવાડામાં બકરો રાખવાનો હુકમ બદલી માત્ર ત્રણ માસ સુધીનો રાખી દરેક ઠેકાણેથી બકરો પાછો મંગાવી લેવાની તજવીજ કરવા માંડી. એક પછી એક ઠેકાણાનો બકરો આવ્યા બાદ તોલવા માંડયો તો કોઇનું વજન હોડું, કોઈનું ત્રગણું તો કોઈનું ચારગણું એમ

થવા લાગ્યું. પણ કોઈનું વજન હતું. તેટલુંજ તો નહીંજ થયું તેથી બાદશાહને મનમાં ચટપટી બહુજ થવા લાગી ને ગણાએક ઉપાયો કરે પણ ચેન ન પડે એટલામાં જે ગામમાં બીરબલ હતો તેગામનો બકરો આવી પહોચ્યો તેને તોલવાથી વજનમાં સેહેજ ફરક પડયો આ સાંભળી બાદશાહને અત્યાનંદ થયો અને પોતે જાતે તે ઠાકોરના ગામમાં જવા નીકળ્યો. બાદશાહી સ્વારી પોતાના ગામમાં આવેછે સાંભળી ઠાકોર ત્રાસનો માર્યો સઘળી ગોઠવણ કરવા મંડયો. થોડાક દીવસ પછી જ્યારે સ્વારી ત્યાં પહોચી ત્યારે ઠાકોર સાથે બીરબલ બાદશાહની પેશવાઈ માટે સામો ગયો. બાદશાહે તેને તુરત ઓળખી કાઢી ઘણાજ પ્યારથી ભેટી પડયો અને પોતાની સાથે તેને રાજ્યનગરમાં પાછો લાવ્યો.



એક વખત મહારાજા બીરબલ ભાદરવા મહીનાના દીવસમાં ઘણુા અગત્યના કારણુ સર બાદશાહની ખાનગી કચેરીમાં ગયો. તે વખત વ-

જીર નાયબ વજીર ખાસ અમલદારો વીગેરે ત્યાં બેઠેલા હતા. બીરબલ પોતાના હોદ્દા પ્રમાણે બાદશાહને તાજીમ તથા બીજા સર્વને બંદગી કરી બાદશાહની પાસે જઈ બેઠો; પવન બીલકુલ બંધ હોવાથી કઠારો બહુ થતો હતો. પંખાવાળા પંખાઓ ખેંચતા હતા પરંતુ કુદરતી પવનની તો બલીહારીજ છે. તેથી મહારાજા બીરબલને ઘણી ગભરામણ થવાથી એવા મોટા અવાજથી વાછુટ થઈ તે જોઈ નાનાથી મોટાસુધી અને ખુદ બાદશાહને ખડ ખડાટ હસવું આવ્યું બીરબલને આ ફારસ જોઈ બહુ ખેદ થયો તો ખરો પણ મન વાળી સૌને મોઢે "અમને પણ વાછુટ થાય છે" એમ કબુલ કરાવવાની કંઇ યુક્તી ખોળી કાઢવા ગુંથાયો. બીરબલને જરા ખોટું લાગ્યું એમ સમજી બાદશાહે નાના પ્રકારની વાતોથી બીરબલને ખુશ કર્યો પણ બીરબલ પક્કો મુસદી હતો એમ એકાએક ભોળવાય તેમ નહતો તેથી બાદશાહને જરા ખુશ મીજાજમાં જોઈ અરજ કરી કે જાંહાંપનાં આજે મારા વાંચવામાં એમ આવ્યું છે કે ખેતરમાં

મોતી વાવીએ તો તેનો ઘણોજ સરસ પાક ઉતરે છે. તેથી મણ ૫૦ મોતી તેણે તેની પાસે માગ્યાં. આ સાંભળી સૌને ઘણુંજ હસવું આવ્યું, પણ બીરબલે કરાર કર્યો કે અમર શિયાળાની મોસમમાં જો મોતીનો પાક ન ઉતરે તો મારે મારા તકસીર બદલ ગુનેહગાર તરીકે ૫૦૦ મણ મોતી આપવાં. આટલા કરારથી તેના માગ્યા મુજબ મોતી તેને તોળાવી આપ્યા. બીરબલ પોતાની આ યુક્તીથી ખુશી થઈ બાદશાહ પાસે રૂકસત માગી પોતાને ઘેર આવ્યા. નિયમ પ્રમાણે હમેશાં કચેરીમાં જા આવ કરે તથા સૌને વાક વીનોદથી તથા ખુબીદાર દલીલોથી ખુશી કરતો હતો. એમ કરતાં લગભગ ત્રણ મહીના વીતવા આવ્યા ત્યારે એક રોજ બાદશાહે તેને પોતાનો કરાર પુરો કરવા કહ્યું. આ વખતે પોસ મહીનો બેસવાની તૈયારી હતી. તાઢ ઘણી સખ્ત પડતી હતી. અને સવારમાં ઓસ પણ પુષ્કળ પડતો હતો તેથી બીરબલે વીચાર્યું કે હવે લાગ સારો આવશે તેથી તેણે પોસ સુદ ૧૫ ને કરાર કર્યો પરંતુ એટલી સરત બાદશાહ પાસે કબુ-

લ કરાવી કે કચેરી વર્ગના તમામ નાહાના મોહોટા સૌએ તે વખત હાજાર રહેવું જોઈએ. બાદશાહે આ સરતનો એ કરાર કરવાથી મોહોટા વજીરને ફરમાન થયું કે પેહેલે દીવસે એટલે પોસ સુદ ૧૪ સવારના સૌએ કુચ કરવાને જોઈતા સામાન સાથે તૈયાર રહેવું ” એવા મતલબનો ઈશ્તેહાર જાહેર કરવો તથા તમામ રસાલાને તથા પેદલ અડદલીના માણુસો ( હુજુર સવાસે પેદલ ઈ. ) પણ વરધી આપવી. વજીરે આ હુકમ માથે ચઢાવી યોગ્ય ગોઠવણુ કરવા લાગતા વળગતાઓને જણાવ્યું. મુકરર દીવસ આવ્યો એટલે બીરબલ પોતે બાદશાહને તેડવા સરકારી મેહેલે ગયો. મેહેળ આગળ તે શું જુએ છે! તમામ સવાર પાયદલ ચાકર નફરો ઇ. માણુસો ફક્ત હુકમની રાહ જોતાંજ ઉભા છે. બીરબલને આવતો જોઈ સૌએ સલામતી આપી. બીરબલ મેહેલમાં દાખલ થયો. ત્યાં પણ સર્વ મુસદીઓ અમલદારો-ઉમરાવો વીગેરે હાજર હતા. સૌની બંદગી લેઈ બાદશાહને તાઝીમ કરી પોતાની જગ્યાએ બીરબલ બેઠો લાગ જોઈ તરતજ તેણે કચેરી બરખા-

રત, કરી કુચ કરવા અરજ કરી બાદશાહે ચોપ-
દાર તરફ નજર કરી "બરખાસ્તનો" ઈશારો ક-
ર્યો. સમય સુચક ચોપદારે તરત સમજી બર-
ખાસ્તની નેકી પોકારી મોતીનું ખેતર જો-
વા આવવા હજુરી હુકમ સંભાળાવ્યો. બાદશાહ
જનાન ખાનામાં જઈ પોતાની બેગમને યોગ્ય હુ-
કમો ફરમાવી બીરબલ સંગાથે હાથીપર સ્વાર થ-
યો. સર્વ કોઈ પોતીકા યોગ્ય વાહનપર સ્વાર થઈ
ઘણી ઉતકંઠાથી સ્વારીના ઠાઠમાં ચાલવા માંડયું.
ત્રણ કલાકે સ્વારી દરવાજા બાહાર નીકળી એક
મજલ થઈ ગોઠવણ પ્રમાણે સાંજની વખતે મુ-
કામ કર્યો પાછલી રાતે ફેર કુચ કરી પરોઢીઆ-
ની સપ્ત તાડ સહન કરતા કરતા સૌએક ગાંમ-
ડાં પાસે આવ્યાં ત્યાં આગળ પાદરે તમામ ઘઉં-
નાંજ ખેતરો આવ્યાં, સ્વારી અચકી બીરબલ
બાદશાહ હાથીપરથી નીચે ઉતર્યા ને અળગા ચા-
લ્યા, અમીર ઉમરાવ મેહેતા મુસદીઓ પણ તે-
મની પાછળ ચાલ્યા. ચાલતાં ચાલતાં એક સારી
સગવડવાળું ઘઉંનુ ખેતર તથા પાંદડાં ઉપર મો-
તીના માફક ઓસનાં પડેલાં ટીપાં જોઈ બીરબલ

અટકયો ને કહ્યું કે "કીબ્લેજાહાંન આ ખેતર આ-
પના બંદાએ ઘણી મેહેનત લેઈ તૈયાર કરાવ્યું છે
આનો પાક લાખો રૂપીઆનો ઉતરવાનો" બાદશા-
હે કહ્યું ઘણી ખુશીની વાત છે. બીરબલ થોડાક
મોતી નમુના દાખલ લાવો સબબ મોતી હજી કા-
ચાં હશે. બીરબલે બે હાથ જોડી ઘણીજ દીન-
વાણીથા અરજ કરી કે જાહાંપનાં તમામ આલ-
મના શેહેનશાહ આપના ગુલામને વા છુટ થાય છે
તેથી હું જાતે નમુનો લાવવાને લાયક નથી. પ-
રંતુ આ મોહોટા પાય તખ્તના અરધો અરધ વા-
સીદાઓ આપની હજુરમાં ખડા છે તેમાંથી કો-
ઈને ફરમાન થવું જોઈએ. બાદશાહે તુરત મોટા
વજીર તરફ નજર કરી તેને લાવવા કહ્યું તેણે પ-
ણ અરજ કરી કે "હે સુલતાનોના સુલતાન ખુદા-
ના પ્યારા આપના ગુલામને તો વળી ઘણીજ વ-
ખત પવન ઉપાન વાયુને લીધે સરે છે; માટે બં-
દા તેને માટે લાયક નથી એ પ્રમાણે નાના મો-
ટા સૌની પાસે કબુલ કરાવ્યું આખર બીરબલે
ખુદ બાદશાહ પાસે પણ કબુલ કરાવ્યું કે મને
પોતાને તથા જનાન ખાનામાં તમામ હુરમાં ત-

થા બેગમોને પણ એજ પ્રમાણે થાય છે. ત્યારે બીરબલે ધીમે રહી વીનંતિ કરી કે " હે રેહેમદીલના પાદશાહ આપના ગુલામને આજથી ત્રણ મહીના ઉપર વા છુટ થઈ હતી ત્યારે તમામ કચેરીને કેમ હસવું આવ્યું હતું " બાદશાહે કહ્યું ખેર બીરબલ પણ આ મોતીને માટે હવે તું શું કહે છે? બીરબલે પોતાના જયથી ખુશીના આવેશમાં આવી બાદશાહના પગ નીચેની ધુળ લેઈ ચુંબન કરી માથે ચઢાવી કહ્યું કે દાના કદરદાન નેક નામી સરદાર પેગાંબર અગર ખુદાના વલી શીવાય આ મોતી બીજું કોણે લેઈ શકનાર છે અગર કોઈ લેશે તો તેનું તરત પાણી થઈ જશે. બાદશાહ મોતીનો મોટો ખજાનો નહીં મળવાથી ઘણોજ ના ઉમેદ થઈ સ્વારી સાથે પાછો શેહેરમાં આવ્યો. મનમાં તો ઘણું સમજ્યો જે, તે દીવસે બીરબલને ઘણો હસી કાઢી જરા તેની ફજેતી જેવું કર્યું હતું તેનો આ બદલો મને આજે મળ્યો પરંતુ પોતાની મુછનો બાળ તેથી તે વાતપર ઘણો લક્ષ નહીં આપતાં ચુપ થઇ બીજો

લાગ સારો જોઇ ઘણી અકલ મંદી સાથે તેનો બદલો આપવા નીશ્ચય કર્યો.



એક વખત બાદશાહ ખુશમીજાજથી કચેરીમાં બેઠેલો હતો. સઘળા અમીર ઉમરાવો પંડીતો કવીઓ વીગેરે ત્યાં હાજર હતા. તેવામાં આ દુનીઆમાં કેવા કેવા આદમી થાય છે તે ઉપર ટીકા ચાલી રહી હતી બાદશાહે આ વિષય ઉપર અરસ પરસની ખુબ ટીકાઓ સાંભળી આખર બીરબલને સવાલ કર્યો કે દુનીઆમાં માણુસ કેટલી પ્રકારના છે? બીરબલે અરજ કરી કે જાંહાંપનાં આ દુનીયામાં ફક્ત ત્રણુ પ્રકારનાં માણુસોજ છે. બાદશાહે સવાલ કર્યો કીયાં કીયાં તેનાં નામ બતાવ. બીરબલે કહ્યું એક આંધળાં, બીજાં દેખતાં, ત્રીજા દેખતાં આંધળાં બાદશાહે કહ્યું ખેર આંધળાં તથા દેખતાં તો હું જાણું છું પણ દેખતાં આંધળાં માણુસો મને એક મહીનાની અંદર લાવીને બતાવ. બીરબલે મંજુર કર્યું. આઠેક દીવસ બાદ બીરબલે હાથમાં શણુ વણુવાની ફરકી, થોડુંક શણુ

તથા દશેક સીપાઇઓ ને એક મેહેતાને લેઈ ચૌટામાં જઇને ઉભો રહ્યો ને ફરકી લઇ શણ વણવા લાગ્યો. દશેક મીનીટમાં એક શેઠ આવી તેને પુછવા લાગ્યો સાહેબ આ શું કરો છો. બીરબલે કહ્યું તમે દેખતા આંધળા છો માટે મેહેતા આ શેઠનું નામ લખી લો. મેહેતાએ તે શેઠનું નામ ઠામ ઠેકાણું સરવે લખી શેઠને વીદાય કર્યો. આ પ્રમાણે એક પછી એક લોકો મુસદી અમીર ઈ. જે જે આવી તેને એ મુજબ સવાલ પુછવા લાગ્યા તે સરવેનું નામ ઠામ ઠેકાણું વીગેરે લખી લખી વીદાય કર્યા. બીજે દીવસે સવારે તે સરવે લોકોને બીરબલે કચેરીમાં મુકરર કરેલા વખતે આવવા ફરમાવ્યું. બાદશાહ કચેરી ભરી બીરાજમાન થયો. મેહેતા મુસદી અમીર ઉમરાવ કવી પંડીત ઈ. પોતાની મુકરર જગ્યાએ બેઠેલા હતા તેવામાં બીરબલે કચેરીમાં આવી બાદશાહને તાઝીમ કરી સર્વેની બંદગી સ્વીકારી પોતાની ગાદીએ બેઠો. થોડી વારમાં તે સર્વ લોકો હાજર થયા તેવામાં તેણે પોતાના મેહેતાને ઈશારત કરી કે પેલો કાગળ તૈયાર રાખજે ને પોતે ધીમે રહી

બાદશાહને દરખાસ્ત કરી કે જાંહાંપનાં દેખતા આંધળા સર્વ લોક અત્રે મોજુદ છે. ફરમાન હોવે તો તેમને હજુરમાં બોલવું. બાદશાહે મંજુરીની ઈશારત કરી કે તુરતજ પેલો મેહેતો ઉભો થઈ નામ વાંચવા લાગ્યો. જેનું જેનું નામ આવતું ગયું તે સરવને ચોપદારે હારબંધ હજુરમાં ઉભા રાખ્યા. બધા આવી રહ્યા એટલે બીરબલે કહ્યુ કીબ્લે જાંહાંન આ સર્વે દેખતા આંધળા છે. બાદશાહ તથા સરવે કચેરી મંડળ તાજુબીથી મોંમાં આંગળીઓ ઘાલી રહ્યા. બીરબલે સર્વ વાત શણ તથા ફરકી અને તેના પુછેલા સવાલો કહી સંભળાવ્યા, અને કહ્યું કે તેઓ સર્વે સમજ્યા કે હું શણ વણુંછું છતાં મને પુછવા લાગ્યા કે "સાહેબ આ શું વણો છો" ત્યારે તેઓ દેખતા આંધળા ખરાકે નહીં? સર્વે બહુ ખુશી થયા તથા બીરબલની તરીફ કરવા લાગ્યા.



એક વખત અકબર બાદશાહ કચેરીમાં બીરાજમાન થએલો હતો. પંડીતો તથા કવીઓ નાના

પ્રકારના વીષયો ઉપર ટીકાઓ કરી રહ્યા હતા તેવામાં કીયો રંગ સૌથી સરસ ઉપર વાત ચાલી. અરસ પરસ બહુ વાદવીવાદ થયા પછી એમ નિશ્ચય કર્યો કે ઉજળો રંગ ઘણો સરસ. તેપરથી બાદશાહે ટીકા કરી કે હરેક આદમ જાતે શરીરની અંદરથી ઉજળાં રહેવું વધારે પસંદ વ લાયક છે અને તેણે બીરબલને પૂછ્યું તમામ આલમમાં સૌથી ઉજળું શું છે તે કહે? આખી કચેરીએ અરસ પરસ એક બીજાના મત લેઈ બાદશાહને વજીરે કહ્યું જાહાંપના સૌથી ઉજળું દુધ તથા જશ. ત્યારે બીરબલ બોલી ઉઠયો "ફીબ્લે જાંહાન સૌથી ઉજળું સૂર્યનું અજવાળું." બાદશાહ હેરત પામી બોલ્યો અરે બીરબલ તારે તો હમેશાં આડુંજ બોલવું અગર તારૂં બોલવું સત્ય છે તો મને કરી બતાવ. બીરબલે તે વાત મંજુર કરીને ચુપ રહી સૌની ચીકત્સા જોતો બેઠો. થોડીવાર પછી કચેરી બરખાસ્ત થઈ. બે ચાર દીવસ પછી સારો લાગ જોઈ બીરબલ મેહેલમાં ગયો સબબ તેને બધે ફરવા હરવાની છુટ હતીજ. ત્યાં તેને ખબર મળી કે બાદ-

શાહ બીસ્તરનશીન (સુઇ ગયા છે.) થયા છે. તે સાંભળી તેણે એક કટોરામાં દુધ થોડુક ૨, ઈ. સફેત વસ્તુઓ મંગાવી પાસે રાખી સરવ હજુરના નોકરોને રજા આપી, જે રસ્તે થઈને બાદશાહ જનાનખાનામાંથી પોતાના ખાસ દીવાન ખાનામાં આવી શકે તેજ નાના દીવાનખાનાના બારણાના ઉમરા આગળ જરા દુર દુધનો કટોરો ૨; ઈ. વસ્તુઓ એક આગળ એક જરા આડી ડોઢી ગોઠવી સઘળી બારી બારણાં બંધ કરી અંધારૂ ઘોર કરી એક ખુણામાં કમાડ પછવાડે ભરાઈ રહ્યો. બાદશાહે ઉઠી નોકરોને બુમ પાડી પણ બીરબલે પેહેલાંથીજ સૌને રૂકસત કર્યા હતા તેથી કોઈએ જવાબ આપ્યો નહીં. બાદશાહને સબુરી ન રહેવાથી પોતેજ કમાડ ઉઘાડી દીવાનખાનામાં જેવોજ જવાને આગળ પગ મુકે છે તેવોજ દુધનો કટોરો ઢોળાઈ ગયો એટલામાં બીરબલે ઘણી ખમાની ઘારખે પૃથ્વીનાથ એમ કહી આગળ આવી ખડો થયો. જાંહાંપના હજુરનો આવો જસ કીરતી આ ઉજળું દુધ ૨. ઈ. સરવ મોં આગળ છે ને આમ અડબડીયાં કેમ ખાઓ છો. બાદ-

શાહ ગુસ્સે થઈ કહ્યું આ કમાડ કોણે બંધ કર્યાં હતાં? હજુર, ત્યારે એકવાર કબુલ કરો કે સૌથી ઉજળું સૂર્યનું અજવાળું છે, બાદશાહને ફ્રામ આવવાથી હશી પડયો ને બીરબલને હાથ પકડી ખાસ દીવાનખાનામાં તેડી જઈ સીરપાવ આપ્યો.



એક વખત ભર કચેરીમાં ધર્મની ચરચા ચાલી રહી હતી તેમાં કીયો ધર્મ ખરો તેને માટેજ ઘણોજ વાદવિવાદ થયો પરંતુ કોઈથી કાંઈ. પણ નક્કી થઈ શક્યું નહીં ને પીર પેગાંબર કે દેવકીયા સાચા તેનો નિર્ણય પણ કરવો મુસ્કીલ થઈ પડચો. તેવામાં સૈયદ ઝનુનુદીન જે હીંદી ભાષા (સંસ્કૃત ભાષા) નો કટો દુસ્મન તેમ હીંદુઓને સારી સ્થીતીમાં જોઈ જેનું કાળજું હમેશાં બળ્યાં કરતું હતું તેનું ચાલે તો ગરમ સાંડસીવડે તેમનું માંસ તોડાવી નાંખે તો પણ તેને સંતોષ થાય નહીં પણ શું કરે બાદશાહ આગળ તેનું કાંઈ ચાલે તેમ નહોતું, એવા સૈયદ સાહેબે કુરાનના કલમા કાઢી સાબીત કર્યું કે પીર પેગાંબરજ ખરા

બાકીના સર્વ કાફ્ર. બીરબલથી આ અપમાન સહન થઈ ન શક્યું તેથી દાંત પીસી એકદમ બોલ્યો કીબ્લે જાંહાંન સર્વથી મોહોટું **આકીન અને તેજ મોહોટો દેવ**. બાદશાહ કહે બીરબલ હું તારી આડાઈથી હારી ગયો મને તે સાધ કરી બતાવ. બીરબલે કબુલ કર્યું. તે દીવસો ગરમીના હોવાથી તે દીવસે સાંજે બીરબલ પોતાના કબીલા સાથે અગાશીમાં બેઠો બેઠો થંડી હવા ખાતો હતો તેવામાં તેની નજરે કેટલાક ઢેડાઓ લડાઈ કરતા નજરે પડ્યા. નીચે નજર કરી તો એકે મુએલું ગધેડું દોરડાથી બાંધેલું અને દોરડાના છેડા પકડી કેટલાક ઉભેલા ને બીજા કાંઈ તકરાર કરતા હતા. તે જોઈ બીરબલે પોતાના જમાદારને બોલાવી હુકમ કર્યો કે આ ગધેડાને લેઈ જઈ ગામ બાહાર આપણી વાડી બાહાર કીનારે દટાવો પણ નીશાની રાખી ઢેડાંને વીદાય કરી તે ગધેડાને કાઢી આપણી વાડી વચોવચ કોઈ ન જાણે તેમ છાને માને દટાવી કડીઆને બોલાવી રાતો રાત કબર તેપર તૈયાર કરાવો. પણ સાંભળજો કે કોઇને પણ ખબર ન

પડે. હુકમ સાંભળી જમાદાર ગધેડું ખેંચાવી લેઈ મુકરર જગાએ દટાવી આવ્યો અને જ્યારે તે ઢેડાઓ દુર નીકળી ગયા એટલે જમાદારે તેને ખોદી કાઢી બહુ મેહેનતે ઘસડી લેઈ વાડી વચોવચ મુકી એક ઉંડો ખાડો ખોદ્યો ને તેમાં તેને નાંખી દઇ માટી પુરી દઈ કડીઆને તેડવા ગયો. ઈંટ ચુનો વીગેરે જોઇતો સામાન લેઈ કડીઓ આવી પોહોચ્યો અને કરાર પ્રમાણે પાંચ સાત કલાકમાં કબર તૈયાર કરી જમાદાર સાથે બીરબલ પાસે આવ્યો. તેણે જમાદારને તથા કડીઆને ખુબ સરસ સીરપાવ આપી ચેતવ્યા કે આ વાત કોઇને કહેવી નહીં આ લોકો આવા ભારી સીરપાવથી રાજી થઈ તથા વાત છાની રાખવાથી પણ બદલો સારો મળશે એમ સમજી રજા લેઈ વીદાય થયા. વળતે દીવસે બીરબલે બાદશાહને દરખાસ્ત કરીકે હજુર સલામત બંદાની વાડીમાં હાલ એક પીર પ્રગટ થયા છે તેમણે માહારી મનકામના સફળ કરી છે તો યકીન છે કે હજુરની મુરાદ પણ તેની સાહાયતાવડે હાંસલ થાય. બાદશાહને આ વાત ઘણી ગમી તેથી તે જગ્યા જોવાને બા-

રબલ સાથે વીદાય થયો. તે બંને ત્યાં આવી પોહોચ્યા. બીરબલે કહ્યું તમે એવી આખડી (બાધા) રાખો કે મને આપની સાહાયતાવડે એક પુત્ર થાય તો સવામણનો મલીદો આપને ચડાવીશ તથા ગરીબ ગુરબાને બહુ ખેરાત કરીશ. બાદશાહે તે પ્રમાણે બાધા લીધી તથા હમેશાં સાંજે તેનાં દરશન કરવાનો નિયમ રાખ્યો. ઈશ્વર ઈચ્છા બળવાંન છે, તેની રચનાનો કોઈ પારપામતું નથી: પામ્યુ નથી; તેમ પામવાનું એ નથી, કાગતું બેસવું અને તાડનું પડવું; તે મીસાલે બીરબલની મારફતે બાદશાહને આખડી લેવી તથા રોજ દરશનનો નિયમ લેવો અને જનાનખાનામાં હુરમાને દાહાડા રહેવા. બાદશાહને ખબર થતાંજ ઘણી ખેરાત કરી તથા બીરબલના પ્રતાપે આ સારો દીવસ દેખવાનો વખત આવ્યો સમજી તેને જીવની પેઠે ચાહવા લાગ્યો; ઈશ્વર કૃપાએ નવમે મહીને પુત્ર પ્રસવ થયો ઘેરઘેર વધાઈ દેવાઈ સીરપાવો નજરાણા તથા નછરાવરો ઘેર ઘેર તથા તમામ રયાશતમાં આણંદ થઈ રહ્યો. પાંચ સાતેક મહીના વીત્યા બાદ બીરબલે બાદશાહને એક દી-

વસ સવારમાં તે નવા પીર પાસે લેઈ જઇ પોતાના નોકરોને ફરમાવ્યું કે આ કબર હમણાજ ખોદી નાખો, બાદશાહ વિચારમાં પડયો પણ બીરબલની અકલ આગળ લાચાર થઈ ચુપ ઉભો રહ્યો, કબર ખોદાઈ રહી ખાડો ખોતરાવી બાદશાહને બતાવ્યું કે સાહેબ આ ગધેડો જે મુએલો અત્રે ડટાવી ઉપર કબર ચણાવી હતી તેણેજ આપને ફરજંદ આપ્યું છે. બાદશાહ હેરાત પામી ગયો અને કબુલ કરવું પડયું કે ખરો દેવ આકીનજ છે.



બીરબલ અકબર બાદશાહને મુછના વાળ કરતાં પણ વધારે પ્યારો થઈ પડયો. શાહજાદાની પેહેલી સાલગીરીને દીવસે મોટો દરબાર ભરયો, નાના મોટા સરવે તે વખત હાજર હતા. તે વખત બાદશાહે કહ્યું કે "**કરો મીલ આશ અકબરકી** આ ભાટ ચારણ વીગેરે માગણી આત જાતને સંભળાવ્યું તથા કવી પંડીતોને કહ્યું હમણાં ને હમણાં આના ઉપર એક કવીત બ-

નાવો. સૌએ મળી નક્કી કર્યું કે ઘણુંજ સરસ તારીફ લાયક કવીત કાલે બનાવી લાવીશું પણ બટક બોલા બીરબલથી રહેવાયું નહીં તેથી પાંચેક મીનીટમાં નીચે પ્રમાણે કવીત બનાવ્યુ.

**એકકું છોડ દુજેકું ભજે,**
**રશનાજ કટોઉશ લબરકી;**
**અબકી ગુનીયાં દુનીયાંકું ભજે,**
**સીર સાંધત પોટ અટબરકી.**
**કવી બીરબલ એક ગોપાલહીકો.**
**શક માનત નાંહી જબરકી;**
**પરતીત નહીં પરમેશ્વરકી,**
**તો કરો મીલ આશ અકબરકી.**

માયનો—એકનેમુકીબીજાને ભજે તે નીમકહરામી-ની જીભ કાપો આજ કાલના લોકો દુનીયાંની ભક્તી કરી માથે પાપનો ગાંસડો બાંધે છે; પણ બીરબલ કવી તો હે શેહેનશાહ તું ગમે તેટલો મોહોટો છો પણ હું તાહારો શક કદી પણ નહીં માનનાર, જેને પર-મેશ્વર ઉપર આકીન ન હોય તે સર્વે મળીને અકબર બાદશાહની પાસે માગો; બાદશાહ આ કવીત સાંભળી ચાટ પડી ગયો; પોતાને એક તરે-

હતું જ્ઞાન આપ્યું સમજી બહુ ખુશી થયો ને ઘણો ઉંચો સીરપાવ તેને આપ્યો.



આસો મહીનામાં ઘેર ઘેર આનંદ ઓછવ નાટારંગ ઈત્યાદી થઈ રહ્યાં હતાં લોકો ઉજમમાં આમ તેમ દોડતા ફરતા હતા. જો કે આ તેહેવારો ફક્ત હીંદુ લોકનાજ પરંતુ બાદશાહે એવો કાયદો કર્યો હતો તે કોઈ કોઈના ધર્મમાં કોઈ પણ રીતે અદેખાઈ ટંટો ફીસાદ કરી શકે નહીં. વાઘ બકરી એકજ ઓવારે પાણી પીતાં હતાં તેથી વેપારીવર્ગ ઈત્યાદી ધંધાદારીઓને તથા સર્વ જાતના લોકોને આનંદ, વ. ઉજમ હતો. બાદશાહ જાતે પણ હીંદુ ધર્મને માન આપવા સારૂ મોટા દરબારો ભરતો કવી પંડીતોનો વાદ વીવાદ ચર્ચાવી સાંભળી બહુ ખુશી થતો. દસેરાની મોટી કચેરીમાં એમ ચરચા ચાલી કે કેવી તરેહની વાતપર ભરોસો રાખી શકાય. કોઇએ કહ્યું સાંભળેલી વાતપર કોઈ કહે જોએલી, કોઈ કહે સાંભળેલી તો ખરી પરંતુ આપણું દીલ કબુલ કરે ત્યારેજ, કોઈ કહે જોએલી તો ખરી પરંતુ પકી ખાતરી વાળી હોય તોજ ખરી માનવી. આ પ્ર-

માણે જુદા જુદા મતાંન્તર થયા ત્યારે બાદશાહે બીરબલને પુછ્યું કે તારો આ બાબતમાં શો અભીપ્રાય છે તે કહે. બીરબલે હાથ જોડી હુકમ માથે ચડાવી નમ્રતા પુર્વક અરજ કરી કે કીબ્લે જાંહાંન આપના બંદાની નજરમાં તો એમ આવે છે કે જોયેલી કે સાંભળેલી બને વાતો જુઠીજ બાદશાહે ગુસ્સાથી આંખો ફેરવી કહ્યું ત્યારે તું કઈ વાત ખરી માને છે. બીરબલે અરજ કરી, આલમના બાદશાહ મને તો મારે હાથે અનુભવ કરી જોઉં ને ખાતરી થાય તેજ ખરૂં માનું. બાદશાહનો ગુસ્સો સમાયો નહોતો તેથી એક કલાક બાદ કચેરી બરખાસ્ત કરીને જનાનખાનામાં ગયો. સાંજે મોહોટા ઠાઠથી બાદશાહે સ્વારી ચડાવી, તે વખતની શોભાનો કાંઈ પાર નહોતો. સ્વારી દબદબા સાથે શેહેરમાં ફરી પાછી મેહેલમાં આવી; હુરમા જે એક રજપુત રાજાની બેટી હતી તેના મનમાંથી હીંદુ ધર્મની અસર કાંઈ ગઈ નહોતી તેણે પણ હીંદુ શાસ્ત્ર મુજબ થોડી ઘણી રીત કરી ઘણી ખેરાત કરી તથા શીરપાવ પણ બહુ આપ્યા. હીંદુઓને આટલું માન મળે છે તે પરથી

તેઓએ એક સરસ ભવાઈનું ટોળું બોલાવી બાદશાહી મેહેલમાં ખેલ કરાવવાને માટે બાદશાહને અરજ કરી, જે તેણે મંજુર રાખી. તે પરથી રાત્રીએ નવ વાગે એક ભારે દરબાર ભરાયો મોહોટા મોહોટા અમીર ઉમરાવો શેઠશાહુકારો ઈત્યાદી બાદશાહના માનને ખાતર આવી હાજર થયા હતા. તેવામાં ખેલ શરૂ થયો. ભવાઇઆઓએ એવા સરસ ખેલ કર્યા કે ખુશીને મારે બાદશાહને પોતાને સુવાનો વખત વીતી ગયો છતાં પણ ઉઠવાનું મન થાય નહી. હવે જનાનખાનામાં બાદશાહને સુવાનો પલંગ તેનો ખાસ હજુરી નોકર પાથરવા લાગ્યો. તેપર સાત મણ રૂનું કીનખાબનું ગાદલું તથા મુખમલની ઉપર ચાદર પાથરી તેપર ઘણુંજ ઉમદા અતર છાંટ્યું તથા જાઈ જુઈ ગુલાબ મોગરો ચંપો ચંબેલી ઈત્યાદી ફુલો પાથર્યાં. આ વખતે તે નોકરના મનમાં એમ આવ્યું કે આવા પલંગ ઉપર હું લગાર સુઈ જાઉં તો મારા સુખમાં કાંઈ બાકી ન રહે, તથા તેપર શું શું માઝા હાસલ થાય છે તે જરા જોઉં તો ખરો, લગારવાર સુઈ તરત ઉઠી મારે બીજે કામે વળગીશ. આવો વિ-

ચાર કરીને સુઈ ગયો. પણ તેના વીચાર તો તેના મનમાંજ રહી ગયા, ઊંઘ વેરણ છે. સુળી ઉપર હોય કીંવા અત્યંત દુઃખમાં હોય તોપણ તે તેનું કામ કર્યાંજ કરે છે. તેને ઘસઘસાટ કરતી બહુજ ઊંઘ આવી ગઈ. સુવાનો વખત થયો તથા આખા દીવસનો પરીશ્રમ પડવાથી હુરમાં ત્યાં આવી જુએ છે તો બાદશાહ ભર નીદ્રામાં સુતેલા જોયા **સબબ**—તે નોકરે બાદશને ઓઢવાની ચાદર પગથી તે માથા સુધી ઓઢી હતી તેથી તે ઓળખી શકી નહીં અને જગાડવું દુરસ્ત નધારી સોડમાં જઈ સુતી. અહીં તો હજી ખેલ શરૂજ છે નાનાપ્રકારનાં ફારસથી હસાહસ થઈ રહી છે તથા આનંદ છાઈ રહયો છે પણ જ્યારે એક વાગ્યો કે તરત બાદશાહે ખેલ બંધ કરાવી કચેરી બરખાસ્ત કરી સુવા માટે ગયો. પણ અરે તે શું જુએ છે! પોતાની જગ્યાએ બેગમની સોડમાં બીજો કોઈ માણુસ ડીઠો. તરતજ તરવાર ખેંચી બંનેનાં માથાં કાપી નાંખવા દોડયો, પણ જરા વીચાર આવ્યો કે આ શખ્સ કોણુ છે તેતો લગાર જોઉં ચાદર ઉંચી કરી જોયું તો પોતા-

નો ખાસ હજુરી દીઠો. ગુસ્સાનો પાર રહયો ન-
હીં. જોરથી તરવાર ઉપાડી જેવો મરવા જાય છે એટ-
લામાં તેને પેલી બીરબલની વાત યાદ આવી તરવા-
ર તુરત મ્યાન કરી એક નોકર મોકલી બીરબ-
લને બોલાવ્યો. બીરબલ આવી હાજર થયો કે
બાદશાહે આ તમાસો તેને બતાવ્યો અને પુ-
છ્યું કેમ આ વાત તેં જોઈ હવે કહે ખરી કે
ખોટી. બીરબલે કહ્યું જાંહાંપન્નાં જરા સબુરી રા-
ખી કમાડ પાછળ કોઈ નદેખે એમ જરા સંતા-
ઈ તમાસો જુઓ; બાદશાહે તેમ કર્યું એટલે બી-
રબલે એક સોયો મંગાવી પલંગ નીચે દબાઈ જ-
ઈ શુમાર જોઈ બન્ને જણને અણીઓ ઘોંચી. બં-
ને જણ જાગી ઉઠી એક બીજા સામું તાજુબી-
થી જોવા લાગ્યાં પછી પેલે નોકરે હુરમાની ક્ષ-
મા માગી પોતાના મનમાં જે વિચાર આવ્યો ત-
થા તેને અનુશરી પોતે જે બેવકુફી કરી તે ક-
હી હુરમાએ કહ્યું મેં તને બાદશાહ સમજી જ-
ગાડયો નહીં પણ ખરે જ્યાં સુધી આપણ બન્ને
નીરદોષ છઈએ ત્યાં સુધી કોઈ પ્રકારની હ-
રકત થવાની નથી પરંતુ તું એટલું યાદ રા-

ખજે કે જો કોઈને મોઢે તેં વાત કરી છે તો તારૂં ચામડુ ખેંચાવી માંહે લુણ ભરાવીશ. તે ગરીબ નીરપરાધીનો કરે કબુલ કરી જેવાંજ તેઓ એક બીજાથી જુદાં પડવા જાય છે કે તરતજ બાદશાહ જે કમાડ પાછળ સંતાઈ રહ્યો હતો તે તથા બીરબલ પલંગ નીચેથી આવી બન્ને તેમની સામે ખડા થઈ ગયા પેલા બન્ને જણ શરમનાં માર્યા અધમુઆં થઈ ગયાં તેમના શરીરનું લોહી એવું તો ઉડી ગયું કે કોઈ તેમને કાપી નાંખે તો એક ટીપું સરખું પણ લોહી નીકળે નહી. આ જોઈ બાદશાહ ગબરાઈ ગયો ને બન્નેને ધીરજ આપી પોતે જે જે જોયું હતું તથા તેમને મારી નાંખવની કોશીશ, તે વખત બીરબલની વાતનું યાદ આવવું, તથા બીરબલનું શી રીતે આવી પોહોચવું થયું તે સર્વે હકીકત તેણે તેમને કહી સંભળાવી. પછી બીરબલે કહ્યું કે મેં તમને જાણી જોઈને જગાડ્યાં **સબબ** કે જો તમારી નાપાક દોસ્તી હત તો આવખતે તરત જણાઈ આવત. બાદશાહ આવા પોતાના નીમક હલાલ નોકરની વફાદારી જોઈ તથા પોતાની બે-

ગમનો પ્યારો જીવ; બીરબલ કે જે આવો અક્-લનીધી તેની નેક સહલાવડેજ ઉગર્યો સમજી ઈ-શ્વરની પ્રાર્થના કરવા લાગ્યો પછી સરવેને વીદા-ય કર્યા બીજે દીવશે તે નોકરને બીરબલને હાથેજ શીરપાવ અપાવ્યો અને આવો બીરબલનો ઉપરકાર તેઓ જન્મે. જનમ સુધી ભુલ્યો નહીં પણ બી-રબલને હરેક સંકટની વખતે તેઓ બહુ મદદ-ગાર થઈ પડ્યાં. બાદશાહ પણ તેને પોતાના જી-વ કરતાં અતીશય પ્યારો સમજવા લાગ્યો.



## "બડેકીબડી મશ્કરી ઓર છોટેકી છોટી મશ્કરી."

એક દિવસ સાંજને સમયે અકબરબાદશાહ કચેરીમાં મોટો દરબાર ભરી બહેઠેલો હતો તેવામાં તેની ફોજની કાશ્મીરમાં ફતેહ થયાના ખબર આ-વ્યા સાંભળી ઘેરઘેર મોટા ઓછવ કરાવવા માટે એક બાદશાહી જાહેરાત ઢંઢેરો પીટાવવા તેણે હુ-કમ કર્યો. આ વખતે સરવે ખુશીના આવેશમાં મગ્ન થઈ રહ્યા હતા. બાદશાહ ઠઠા મશ્કરીનો શો-

ખીન હતો. તેથી મર્મના બોલોમાં સૈયદ ઝતુનુ દીનને બહુ બનાવતો. આ વખતે જરા એક વાત મશ્કરીની છેડી તેણે બીરબલના સામું જોયું. તેને તો માત્ર એટલુંજ જોઈતું હતું તેથી તેણે તે સૈયદ સાહેબને દ્વીઅર્થી ભાષામાં ઘણો બનાવ્યો તે જોઈ બાદશાહે તેને પુછ્યુ "અરે બીરબલ મશ્કરી કેવે પ્રકારે કરવી " બીરબલે હાથ જોડી અરજ કરી "**ઝાંહાંપનાં જેવું મોં તેવી થપડ**. બાદશાહે વધારે ખુલાસા માટે પુછ્યું " **એમ કેમ**"બીરબલે ઉતર આપ્યો "**બડેકીબડી મશ્કરી ઓર છોટેકી છોટી હોતીહે**."બાદશાહે કહ્યું " છોટેકી. છોટી મશ્કરી તો સમજ્યો પરંતુ બડેકી બડી કીસતરેહ હોતીહે. તે તું મને કરી બતાવ." બીરબલે હુકમ માથે ચડાવી અરજ કરી કે કીબ્લેજાંહાંન અગર મેં કોઈ બડા આદમીની બડી મશ્કરી કરી અને તેને માઠું લાગ્યું તેથી મને તે નુકશાન કરે તેનો જુમો કોણ માથે રાખે છે. બાદશાહે કહ્યું "**હુ જાતે**" પછી એક ત્રાંબાના પત્રાપર માફીપત્ર લખાવી બીરબલે પોતાની પાસે રાખ્યું. અને મનમાં વિચાર્યું કે ખુદ બાદશાહ-

થી મોટો બીજો કોણ હોય કે હું તેની મુસ્કરી કરી બતાવું માટે તેનેજ પકડવો દુરસ્ત છે; એમ સમજી થોડાકજ દીવસ વીત્યા નહીં એટલામાં તો તેણે પોતાને શરીરે એવો તો દુરગંધીવાળો લેપ કર્યો કેતેની ગંધ દશવીસ કદમ સુધી પસરતીહતી અને બાદશાહ ને, પોતાના દીકરા સાથે અરજી લખી મોકલાવી કે હું ઘણીજ સખ્ત અને ભયંકર બીમારી થી સપડાઈ ગયોછું. ઘણાએક ઉપાયો કર્યા પરંતુ કાંઈ વળ્યું નહીં તેથી હવે જીવવાની મેં આશા મુકી છે. તેથી બંદાની અરજ એટલીજ છે કે હજુરની કદમબોસી એકવાર થઈ જાય તો મારૂં મૃત્યુ અત્યંત સુખમાં થયું એમ સમજીશ. આ અરજી વાંચતાં જે બાદશાહને અત્યંત દુઃખ લાગ્યું અને બીરબલના દીકરાને ગળે વળગાડી છાતી સરખો દાબી બહુ વહાલ બતાવ્યું અને કહ્યું બચ્ચા તારા બાપને દીલાસો મારા તરફથી આપી કહેજે કે આજ સાંજે નીમાજ પડયા બાદ ખસુસ કરી હું મળવા આવીશ. પછી તે ખુશી થાય તે વીનાના પ્રકારની ચીજો તેને આપી તુરત ઘેર વીદાય કર્યો. ઘેર આવી તેણે પોતાના બાપને સર્વે હકીકત

બયાન કરી બીરબલે પોતાનાં છેકજ નજીકનાં સગા ને બોલાવી વરધી આપી કે મારે બાદશાહનીજ મશ્કરી કરવી છે માટે તમે કોઈ ખરા અંતઃકરણથી દીલગીર ન થતાં લોકોને આ પ્રપંચ જરાભર માલમ ન પડે તેને માટે બહુજ સાવચેત રહેજો. આજ સાંજે બાદશાહ પંડે મને જોવા આવશે તે વખતે તેના દેખતાંજ ખુબ કલપાંત કરજો અને રાત્રીના બાર વાગ્યા પછી એક આદમી પુર લાકડાનું મોટું પુતળું જે મેં તૈયાર કરાવી રાખ્યું છે તેને ત્રીજા માળના ઓરડામાંથી ઉતારી અડદના લોટનો આટાનો ઉપર ખુબ જાડો જાડો લેપ કરજો. તેપર જે લેપ હું હાલ લગાવું છું તેજ લેપ તેને લગાવી એક કપડું ભીનું ભીનું તેહેનાપર લપેટી રાખજો. સવારના ચાર વાગતાં તે પુતળાને હાડડીમાં બાંધી, લાકડાં ચંદન ઈત્યાદીક વસ્તુ પ્રથમ હાજરજ રાખી સ્મશાનમાં વેહેલા વેહેલા જઈ રતી ખડકી. પો ફાટતાંજ સળગાવી મુકજો. પરંતુ ખબરદારી બહુજ રાખજો. આ પ્રમાણે ચેતવણી આપી ખાણું ખાઈ જરા આરામ કરી ગયો. સાંજ પ-

ડવા આવી એટલે પોતે વેહેલો વેહેલો ઉઠયો પેલો લેપ મંગાવી શરીરે ખુબ ચોળાવ્યો અને બાદશાહની રાહ જોતો બેઠો. નીમાજ પુરી થઈ રહ્યા બાદ છડી સ્વારીએ બાદશાહ બીરબલને મકાને આવ્યો, આગળથી ખબર આપવા માટે માણુસ મોકલ્યું હતું તેથી બીરબલનો પુત્ર તેની પેશવાઈ માટે સાંમો ગયો. જેવો બાદશાહ મકાનમાં પગ મુકી બીરબલના ઓરડા તરફ વળવા ગયો તેને એટલી તો ગંધ આવી કે પાછો ફરી બાહાર આવી ઉભો અને તેના છોકરાને પુછવા લાગ્યો કે બેટા તારા બાપને શું છે તથા આટલી ગંધ શેની આવે છે. છોકરાએ શીખવ્યા મુજબ રડવા જેવું મોં કરી જરા આંખમાં પાણી લાવી કહ્યું. અમારા અન્નદાતા મારા બાપને એવો તો ભયંકર રોગ થયો છે કે તેની ગંધ વડે અમારાથી ઘરમાં રહી શકાતું નથી પરંતુ શું કરીએ; અમને બહુ લાગે છે કે મોહોટાં કાબીલ હકીમોની કરેલી પરીક્ષા પરથી હું એમ કહી શકુંછું કે તેનું મૃત્યુ ઘણું કરી પાંચ સાત કલાકમાંજ થશે એમ કહી ડુસકે ડુસકે રડતો હોય તે

વો ઢોંગ કર્યો. બાદશાહને આ દેખી ખરેખર-છાતીફાટ રડવું આવ્યું. પછી દવાત કલમ કાગળ મંગાવી પોતાને હાથે નીચે મુજબ મજમુનનો એક કાગળ બીરબલપર તેણે લખ્યો," મારા પ્યારા દીલોજાન દોસ્ત તને આવો દુષ્ટ મંદવાડ અકસ્માત આવ્યો તે જોઈ મને બહુજ દુઃખ થાય છે પરંતુ ખુદાની મરજી આગળ મનુષ્ય માત્ર લાચાર છે. ખુદા તને દીર્ધાયુષ આપો એવી તેને મારી હરદમ બંદગી છે એમ છતાં જો તેની મરજી વીપરીત હોય તો તારે તારાં બૈરાં છોકરાં વીગેરેની કોઈ વાતે ફીકર કરવી નહીં વીગેરે કેટલીક તરેહ દીલાસો લખ્યો ને ચીઠી પુરી કરી, બીડી તે છોકરાના હાથમાં આપી. છોકરો પોતાના બે હાથ જોડી તાબેદારની માફક ઉભો હતો તેથી બાદશાહ ખુશ થઈ જઈ તેના બન્ને હાથ ઝાલી લીધા છોકરાએ તેનાં ધુંટણપર જરા ઝુકી અરજ કરી કે ઝાંહાંપનાં, મરદ સ્ત્રીનો ફક્ત જમણો હાથજ પકડે છે તો તેને આખી ઝીંદગી પર્યંત તે સ્ત્રીને પાળવી પડે છે ત્યારે હજુરે તો મારા બંને હાથ પકડ્યા તો પછી મારે તથા મારા

કુટુંબ વર્ગને શી વાતની ફીકર છે? આ જવાબ સાંભળી બાદશાહને ઘણું હસવું આવ્યું તથા તેની અકલની તારીફ કરીને તેને બહુ દુવા દઈ પોતાના મેહેલમાં જવા વિદાય થયો. બીરબલના મકાનમાં તેની સંજ્ઞા પ્રમાણે તેનાં નીકટનાં સર્વે સગાં ભેગાં થઈ ગયાં અને તમામ સામગ્રી તૈયાર રાખી. પાછલી રાતના ત્રણેક વાગ્યા એટલે બીરબલ પોતાના ત્રીજા માળના દીવાનખાનામાં ભરાઈ ગયો, ને તેનાં સગાં જાણે તેમરી ગયો જમ હોય તેમ રોઈ ઉઠયાં, ને કલપાંત કરવા લાગ્યાં. પુરૂષ વર્ગે કાષ્ટ ઈત્યાદી વસ્તુઓ તાબડતોબ તૈયાર કર્યાં. અને ચાર વાગ્યા પેહેલાતો તેના પુતળાને સ્મશાનમાં લઈ જઈ રતી ખડકી ગોરના કહેવા મુજબ યથાવીધી અગ્નીદાહ દીધો. સવારના સાતેક વાગે તમામ શેહેરમાં બીરબલના મૃત્યુની ખબર ફેલાઈ, અને તેના દુશ્મનોને ઘણોજ આનંદ થયો. તમામ નાનાથી તે મોહોટાં સુધી ડાઘુને વેશે સ્મશાન આવ્યા. દહનક્રીયા પુરી થયા પછી નાહાઈ ધોઈ સરવે બીરબલને ઘેર રડતા પીટતા આવી શ્રેષ્ટાચાર કરી સૌ ઘરનાં ને દીલાસો આપી પોત પોતાને

ઘેર ગયા. બીરબલની દ્વાદશાની ક્રીયા પુર્ણ થઈ એટલે તેણે બાદશાહને એક પત્ર લખ્યો કે અરે દીલ્હીના મોટા રાજના બાદશાહ; પરમ ક્રૃપાળુ પરમેશ્વરે મારા ઉપર અત્યંત દયા કરી મને ઈંદ્ર લોકમાં મોટો અધીકારી નીમ્યો છે, તે જગ્યા એવી તો રમણ્ય છે કે મારી કલમ તે લખવાને શકતીવાંન થતી નથી. આખી દુનીઆંમાં જે સુખનાં સાધનો છે, તે સર્વ એક સ્થળે ભેગાં કરીએ તોએ આ જગ્યાના સુખનો સોમા ભાગે પણ થાય નહીં.મને ઘણીએ ઉમેદ છે કે આવા સ્થળમાં આપણ બંને ભેગા રહી લખલુટ સુખ ભોગવીએ. પરંતુ શું કરૂં મારા અચાનક મૃત્યુથી તારી સંપુર્ણ રીતે મુલાકાત લેવાઈ નશકી તેથી મેં રાજા ઈંદ્રને બહુ પેરે વીનવી ત્રણ કલાક દરેક દીવસે મૃત્યુલોકમાં રહેવાની શરતે દશ દીવસની રજા લીધી છે. રજા કેવે પ્રસંગે ને કયારે ભોગવવી તેની મને સદર પરવાનગી આપી છે, કારણકે રાજા ઈંદ્રને હું ઘણો વાહાલો તથા અતી ઉપીયોગી કામ કાજમાં થઈ પડયો છું, તેથી આટલી ખાસ મેહેરબાની મારા ઉપર થઈછે.

મને મુકવાને તથા લઈ જવાને હમેશ એક ઘોડો આવે છે. આ ઘોડાના રૂપ રંગ ગુણ ઈત્યાદીક અલૌકીક છે. મૃત્યુલોકનો પવન પણ ત્યાં સંચરી શકતો નથી. આવી રમણ્ય જગ્યામાં મારા બાદશાહ તને હું લઈજવા ધારૂં છું. મારાથી બનતી કોશીશ કરી તથા મારાપર ઇંદ્રની જે મેહેરબાની છે તેનો લાભ લઈ તારે વાસ્તે મંજુરી લઈશ પણ આ બાબતમાં તારો શો અભીપ્રાય છે તે પ્રથમ મારે જાણવું જોઈએ. તેટલા માટે આ કાગળ દેખત મને મળવા મારે ઘેર તારે આવવું. વીગેરે મીઠી મીઠી વાતો લખી તે પત્ર તેણે પોતાના છોકરા સાથે બાદશાહને પોહોચડાવ્યો. છોકરો મેહેલમાં જઈ બાદશાહની હજુર ઉભો રહયો અને તાઝીમ કરી પેલો કાગળ આપ્યો. બાદશાહ વાંચી અત્યંત ખુશી થયો અને પોતાનો ખાસ સવારીનો ઘોડો તૈયાર કરવા હુકમ ફરમાવી, છોકરાને બેસાડી પોતે કપડાં પેહેરવા ગયો થોડીવારમાં પાછો આવી ઘોડે સ્વાર થઈ છડી સ્વારીએ ઘણીજ ઝડપથી બીરબલને મકાને આવી તેને મળ્યો, તથા પોતાની ઉપર એક ફીરસ્તો

થયા છતાં આટલી મમતા રાખેછે તેને માટે તે-
નો એશાન (પાડ) માની એવી અલૌકીક તથા
મૃત્યુલોકને સ્વપ્નમાં પણ ન દેખાય તેવી જગ્યા-
માં તેની સાથે જવા સંપુર્ણ ખુશી બતાવી. પણ
બીરબલે એવી ધમકી બતાવી કે જો તું મારી
મરજી ઉપરાંત ચાલશે તો તને હું ખરાબખસ્ત
કરી નાખીશ. આજથી ત્રીજે દીવસે મને આ
જગ્યા ઉપર બપોરના ત્રણ વાગે મળજે એમ
કહી તેને વીદાય કર્યો. કરાર મુજબ તથા ડરનો
માર્યો બદશાહ મુકરર વખતે હાજર થયો. બીર-
બલ પેહેલથીજ ત્રીજે માળથી ઉતરી પોતાની જગ-
જ્યાએ બેઠોજ હતો. બાદશાહને મળ્યો પણ આ
વખતે તેણે પોશાક જુદીજ તરેહનો પેહેર્યો હતો
એટલે માથે સોનાનો મુગટ પેહેર્યો ને વાળ છુટા
રાખ્યા, કાને કુંડળ, હાથે બાજુબંધ, પોંહોંચી તથા
હાથે જુદીજ જાતની હીરામાણેકની વીંટીઓ ઈત્યા-
દીક ઘાલ્યાં. ગળામાં પણ હીરામોતીના કંઠા ઘાલ્યા,
કેડે કંદોરો, પગે નરદમ સોનાના તોડા પેહેર્યા..
શરીર તમામ ઉઘાડુ રાખ્યું ને પગમાં રત્નમોતી
જડીત મોજડીઓ પેહેરી: શરીરે પીળું ચંદન

તથા ઉંચી પ્રકારનાં અત્તર લગાવ્યાં કે તેની ખુ-
શબો એટલીતો મસ્ત હતી કે બાદશાહ ખુશથઈ
ગયો. સારાંશ કે તેણે એવો ડમાક રાખ્યો હતો,
કે બાદસાહે તેને હીંદુઓનો શીરસ્તો સમજી, અ-
ને બીરબલ પોતાનો નોકર હતો તે વાત ભુલી જઇ
તેના આગળ હાથજોડી બીકથી કાંપતો બેઠેલો હતો.
બાદશાહના મનમા કેવા પ્રકારના વીચારો આવ્યાં
જોય છે તે બીરબલ તરત સમજી ગયો. પછી
તેણે કહ્યું "**બાદશાહ**" મને સર્વ દેવોના રાજા-
એ એક સરત કબુલ કરવાથી પોતાની હજુરમા
તને લઈ જવા આગ્ના આપી છે. તે સરત એકે
તારે કોઈ પ્રકારનો મત્યુ લોકનો વેશ રાખવો ન-
હીં તમામ સરીરે અસ્ત્રો ફેરવાવી સાફ થવું ક-
પડુ એકે પાસે ન રાખવું આંખે પાટા બાંધી જે
સ્વારી હું લાવું તેના પર સ્વાર થઈ, મારીસાથે
તારે આવવું પડશે. બાદશાહે આ સર્વ વાત ક-
બુલ કરી તેથી વળતે દિવસે એટલે તેને બીજેજ
દીવસે બીરબલે તેને સર્વભાગે મુંડણુ કરાવી તથા
મેહેલની પાછલી બારી ઉઘાડી રખાવી તૈયાર ર-
હેવા ફરમાવ્યું. પછી તેણે તેને ઘેર જવાની રજા

આપી બાદશાહ વીદાય થઈ મેહેલમાં આવ્યો. પરંતુ તેને ખુશીના આ વેશમાં કાંઈ ભાનજ રહ્યું નહીં. પોતાની હુરમાં પાસે જઈ તેણે સર્વ હકીકત કહી પણ આ બાબત તે શુ કહેશે તેનો તો તેને બીલકુલ ખ્યાલજ ન રહ્યો. વાત્ત સાભળતાંજ તેણે તો કંકાસણી સંખણીનુંજ રૂપ ધારણ કર્યું ને મોઢું તોંબરા જેવું ફુલાવી ગુસ્સાના આવેશમાં આવી ગઈ, બાદશાહે આટલી બધી મેહેરબાનીનું ( તેના ઉપર એકા એક ગુસે થવાનું ) કારણ તેને પુછ્યું ત્યારે વાંકુ મો કરી બોલી. ઝાંહાં પના આજદીન પર્યંત તમે મને પોતાની મુછનો બાલ હૈયાનો હાર તથા આંખની કીકી સમજી અને એકા એક વગર વાંકે મને તજી એકલાજ ઈંદ્રિલોકમાં જવાની ધારણા શામાટે કરી શું ત્યાં મારાથી અવાય નહીં? પણ એમજ કહોને કે સ્વાર્થનીજ કેવળ સગાઈ છે. બાદશાહ આ શબ્દો સાંભળી જરા ચાટ તો પડી ગયો પરંતુ તેને તે વાત વ્યાજબી લાગવાથી તેને સમજાવવા લાગ્યો પણ કરે શું તે તો સુડી વચ્ચે સોપારી જેવો હતો. હા કહેતાં હાથ પગ કપાય, ના કહેતાં નાક કપાય, જો લઈ જવાની

હા પાડે છે તો બીરબલ સત્યાનાશ કાઢી નાંખે એમ તે જાણતો હતો, ને ના કહે તો ઘરમાં કંકાસ પેસેછે. છતાં તેણે તેને સમજાવીને કહ્યું કે તું કંકાસ શામાટે કરેછે. કાલ રાતે દશ વાગે આપણે ઘેર બીરબલ શીરસ્તો આવશે. તારે તો તેનાથી બોલવાની તેની હયાતીમાં છુટજ છે. આવે તે વખત હું પણ કહેવા લાગીશ એટલે તે ના નહીં કહે. હુરમાએ એ વાત કબુલ કરી; અને બાદશાહ પોતાના દીવાનખાંનાંમાં ગયો. બીજે દીવસે રાત્રે બાદશાહે દાઢી મુછ ઈત્યાદી સરવે ઠેકાણુાના વાળ મુડાવી નાહી ધોઈ પાક સાફ (સ્વચ્છ) થઈ બીરબલની રાહ જોતો બેઠો. મહેલની પાછળની બારી ઉઘાડી રખાવી સર્વ નોકર ચાકરને મેહેલના બીજા ભાગમાં જઈ સુવાની રજા આપી. મુકરર વખતે બીરબલ ઘરમાંથી નીકળ્યો, પોતે જે વેસ પેહેલે દીવસે રાખ્યો હતો તેજ રાખ્યો, બાદશાહને માટે તથા એક ફાલતુ ઘાસના મુગટ તેમાં વચ્ચે વચ્ચે દોરીના બંધ બાંધી તેમાં બાવળની સુળો ખોશી હતી, ને એક દોરડું તથા એક આબુક સાથે લેઈ મેહેલના પાછલા બારણા તરફ વળ્યો. રસ્તામાં

કોઈ કુંભારનું ગધેડું ચરતું દેખી તેનો તરત કાન પકડયો ને ગળામાં દોરડું બાંધી દોરી લઈ ચાલ્યો. રાત ઘણી અંધારી હતી તેથી કોઈ દેખી કે ઓળખી શકે તેવું નહોતું. એક મોટા પથરની આસપાસ દોરડું મજબુત વીંટી બાંધી બે ત્રણ આંટા તે ગધેડાની ડોકમાં નાંખી ઉભું રાખ્યું, ને પોતે મેહેલમાં દાખલ થયો. બાદશાહને હુરમાં તો તેની વાટજ જોતાં બેઠાં હતાં. જેવો બીરબલે તે ઓરડામાં પગ મુકયો કે તરતજ તે બંને જણાં તેને પગે લાગ્યાં. આ જોઈ બીરબલને અત્યંત હસવું આવ્યું. પછી બાદશાહે અત્યંત આગ્રહ તથા કાલાવાલા સાથે વીનંતી કરી કે ગમે તે પ્રકારે મારી હુરમાને સંગાથે રાખો. બીરબલે વીચાર્યું કે જો હુરમાની પણ હું ઢેડ ફજેતી કરૂં તે સારૂં નહીં, તેથી જરા આના કાની કરવા લાગ્યો. પણ જેમ મધમાખ મધપુડાને વળગી રહે છે તેમજ બાદશાહ વાતને વળગી રહ્યો તેથી લાચારીથી બીરબલે સાથે લેવાની હા પાડી. પ્રથમ બાદશાહે બીરબલના કહ્યા પ્રેમાણે હુરમાનાં તમામ ઘરેણાં ઉ-

તરાવ્યાં પછી સારાં કપડાં બદલાવી એક જુનું લુગડું તથા કાપડું રાખવા કહ્યું. બીરબલે પોતાને હાથેજ બંનેની આંખે પાટા બાંધ્યા. બાદશાહને નવસ્ત્રો કર્યો. તેના આખા શરીરે કાળી માટીને એરંડીયું તેલ તથા ખુબ કાજળ નાંખી લેપ કર્યો મોં પણ ખુબજ રંગ્યું અને માથે મુગટ પેહેરાવી અલગ ઉભો રાખ્યો. હુરમાનું પ્રથમ મોં રંગ્યું પછી હાથ પગ રંગી માથે જુનું કપડું બાંધી તે પર પેલો ફાલતુ આણેલો મુગટ પહેરાવી બંનેને દોરીને પાછલે બારણે લઈ આવી બહાર મેદાનમાં ઉભાં રાખ્યાં. પછી નીચે મુજબ બોધ આપે છે. “જે ઘોડા પર હું તમને બેસાડું તેની લગામ તમે ખુબ મજબુત પકડી રાખજો અને પગની હેઠળથી આંટી મારજો સબબ ઘોડો કદાચ કુદે તોપણ તમે પડી ન જાઓ. આ ઘોડાને નથી તો ખોગીર પેંગડાં તંગ કે લગામ કાંઈજ નથી માટે સાવચેતીથી બેસજો. ઈંદ્રપુરીમાં પોહોચ્યા બાદ તમને દરવાજે ઉભા રાખી મારે રાજાની હજુરમાં જવું પડશે અને ત્યાંથી ખાસ માણસ મોકલી તમને ત્યાં તેડાવી લઈશ. પણ એટલું યાદ રાખજો કે

તે નગરીના લોકો બહુજ ઠગારા લુચા કપટી દ-
ગાબાજ છે. તેમને રાજાની હજુરમાં આવવા હુ-
કમ નથી તેથી ત્યાં જવાને હજારો તદબીરો લ-
ડાવશે. કોઈ કહેશે એ ભુત આવ્યો. કોઈ કહેશે
આ તો ગધેડે બેશીને આવ્યો, કોઈ કહેશે અક-
બર બાદશાહ બેવકુફ બની ગયો છે, કોઈ કહેશે
બાદશાહ હું તો તારો વજીર છું, કોઈ પ્રધાન થ-
ઈને કોઈ કોટવાળ થઈને કોઈ સેનાપતી થઈને
એમ અલગ અલગ રૂપ ધારણ કરી આવશે અને
કહેશે બાદશાહની અકલ મારી ગઈ છે ગધેડે
પોતેજ હુરમાને લઈ બેઠો છે. હાંસલ મતલબ
કે તમને બંનેને ઘોડેથી ઉતારીને પોતે ચડી બેશી
રાજાની હજુરમાં આવશે તેથી તે લોકો ગમે તેમ
ઠગવિદ્યા કરે પણ તમારે એટલુંજ કહેવું કે ત-
મારી સરવની લુચ્ચાઈ હું ખુબ સમજુંછું બીર-
બલ આવી મને ઉતારશે તોજ ઉતરીશું ને જ્યાં
લઈ જશે ત્યાંજ જઈશું એમ કહી ખુબ તેમને
ગાળો ભાંડવા મંડી જજો. એટલે તે સર્વે નાશી
જશે. આ પ્રમાણે તેમને ખુબ સમજાવી અવળે
મોઢે ગધેડે બેસાર્યો તથા પુંછડે એક દોરીનો ક-

કડો બાંધી તે લગામ તરીકે બાદશાહને ઝાલવા આપ્યો હુરમાં બાદશાહની પાછળ બેઠી ને બંને હાથે તેની કેડ પકડી. પછી બન્ને જણાંએ પોત-પોતાનાપગની ગધેડાના પેટ આગળ આંટીઓ મારી સાવધ થઈ બેઠાં. બીરબલ તેમને ટુંકે ર-સ્તે થઈ શેહેર બાહાર લઈ ગયો અને શેહેરના કોટની બાહાર આસપાસ બારે દરવાજે ફેરવી પાચેક વાગ્યાને શૂમારે આગરી દરવાજા બાહાર આવી ગધેડું ઉભુ રાખ્યું અને કહેવા લાગ્યો. જુઓ આ દરવાજો હવે આવ્યો છે, હું કચેરીમાં જાઉં છું પણ યાદ રાખજો મારી શીખામણ કે ગમે તે આવે તેને ગાળો ભાંડી દુર રાખજો અને ભોળવાઈ જઈ હેઠે ઉતરી ન પડશો. હું તરતજ મણસને, રાજાને કાને વાત નાંખી, તમ-ને તેડવા મોકલું છું. આટલું સમજાવી બીરબ-લે ઘરનો રસ્તો લીધો ને ત્રીજે માળ જઈ ભરા-ઈ રહયો. સાડા પાંચ વાગે જેવો દરવાજો મીયાં શેરખાંએ ઉઘાડયો તેવાજ આ બંને મુરતીઓ તેણી નજરે પડી. તે બીનો કે રખેને કોઈ ભુત હોય, પણ જરા હીમત રાખી કહેવા લાગ્યો કે

એ **પાશેરમીયાં** જરા ઉઠો તો ખરા તમને કાંઈક તમાસો બતાવું. એટલે **પાશેરમીયાં** દોડતા આવીને જુએ છે વાહવાહ કયા ખુદાએ સુરત બનાઈ હે અને હસતે હસતે તેમનાં પેટ દુખવા લાગ્યાં. એટલામાં તો બાદશાહ બોલી ઉઠયો અરે કાફરો તમારા લોકોની લુચાઈ મને બધીએ ખબર છે. ચુપ રહો એમ કહી એક બે ગાળો ભાંડી. પછી મીયાંભાઇએએ જમાદારને બોલાવી આણ્યો પણ એટલામાં એક પછી એક એમ સેંકડો માણસ ભરાઈ ગયું એક સીપાઈએ જઈ કોટવાળને વરધી આપી એટલે તે તરત આવ્યોને મશાલ કરી ખુબ બારી કીથી જોવા લાગ્યા તો બાદશાહને દીઠા. તેણે તાબડતોબ સેનાપતી, વજીર અમીર ઉમરાવો ઈત્યાદી બોલાવવા માણસો મોકલ્યાં. કોટવાળે કહ્યું કીબ્લેજાહાંન હે મોટી રયાશતના સુલતાન આ આપણું દીલ્લી શેહેર આપ હમારા અન્નદાતાર છો હું ફલાણો આપનો ગુલામ આ નગરનો કોટવાળ છું. ત્યારે બાદશાહ ધીમે રહીને કહે છે. અરે હરામ જાદાઓ તમારે કાંઈ કામ ધંધો નથી બ-જ્યો. શા માટે તમે સૌ મને સતાવો છો હું તો

આ ઘોડાપરથી કદી નથી ઉતરવાનો ભલે મને મારી નાંખી તમે ઉપર ચઢી કચેરીમાં જાઓ, પણ આમ હું કદી નહી ભોળવાંઉં. તમારા લોકોની શરારત ( લુચાઈ ) થી મને પુર્ણ વાકેફ કર્યો છે, માટે ખાતરી રાખજો કે આ પાણીએ તમારી દાળ કદી નહીં ગળે; આવા જવાબ સાંભળી તમામ આલમ હસી હસી બેઝાર થઈ ગઈ. એટલામાં સેનાપતી અમીર ઉમરાવો દોડતા આવ્યા લોકોને હઠાવી દઈ ઘોડેથી ઉતરી ઉતરી બાદશહની આસપાસ વીંટાઈ વળી કહેવા લાગ્યા. અરે પરમેશ્વર અમે આશું જોઈએ છીએ. આ દુષ્ટ કર્મ કયા દુષ્ટે કર્યું હશે. આવી સલાહ કોણે આપી હશે. અરે રેહેમ દીલના ફયાજ બાદશાહ તમે અમને એટલામાંજ ભુલી ગયા. દરબારમાં બેશી આપણે ફલાણી વાતો કરી હતી. હું ફલાણો આ આપણા ફલાણા ઉમરાવ એમ કહી તમામ મોટા આદમી ઓળખાવ્યા પરંતુ ધૂળ ઉપર લીંપણ. બાદશાહે ઘણાજ ગુસ્સાથી કહ્યું અરે નેકબખ્તો તમારો ધંધો રોજગાર ક્યાં સળગી ગયો જે તમે આવી આવી પંચાયતો કરતા ફરો છો? સાળા ચોટ્ટાઓ, અદે-

ખાઓ, દગાબાજો હું જાણું છું કે તમે લોકો દેવ છો એટલે તમામ મનુષ્યનું રૂપ ધારણ કરી શકો. સૌનાં નામ લઈ શકો. પણ નહીં નહીં તમે લોકો ગમે તેવો પેચ કરી મને ભોળવી તમારી મુરાદ હાંસલ કરવા ઈરાદો રાખતા હશો પણ તમારૂં મન તમનેજ ઠગે છે. હું પણ છડીનો ઉખડેલો છું. ન સમજશો કે આ ભોળા બીચારા ગરીબ મનુષ્યને ઠગી આપણે જે આ ઘોડેસવાર થઈ ઈંદ્રને ત્યાં પોહોચીએ. મને મારી નાંખો તે બેહેતર છે પણ ખુશીથી કદી હું તમને ફાવવા દેનાર નથી. બીરબલ આવીનેજ જો મને આ ઘોડેથી ઉતારશે તોજ હું ઉતરીશ ને જ્યાં લઈ જશે ત્યાં જઈશ. બાકી બીજાની એવી તાકાત નથી. માટે તમે સૌ પધારો હું તમને હાથ જોડી અરજ કરૂં છું ને મને નકામો સતાવશો નહીં આ જવાબ સાંભળી સૌને ખાતરી થઈ કે બીરબલ મરી નથી ગયો પરંતુ બાદશાહે તે દીવસે તેને મોઢાની મોટી મશ્કરી કરી બતાવ કહ્યું હતું તેથી તેણે મારી પત્ર લખાવી લીધુ હતુ તે આટલા માટેજ. આ ફારસ નકી તેણે કર્યું એમ સમજી સૌ એકદમ ગુસે થઇ બાદશાહનો જબર દ-

સ્તીથી પાટો છોડી નાંખ્યો સૌએ મળી થોડાંક ક-
પડાં ભેગાં કરી બાદશાહને પેહેરાવ્યાં ને બાકી ના-
ના પડદા કરી હુરમાને અંતરપટે રાખી; અને
ખાતરી કરી આપી કે આ કામ કમજાત બીર-
બલીઆનું છે સબબ આપે તે દીવસે ફરમાવ્યું
હતું તું મોહોટા માણુસોની મને મશ્કરી કરી બ-
બતાવ અને જો કાંઇ તને નુકશાન થાય તો તેનો
જામીન હું છું તેથી ગરીબ નવાજ તેણેજ આ-
પનું આ ફારસ કર્યું છે. બાદશાહને હાડો હાડ ગુ-
સો વ્યાપી ગયો અને સેના પતીને હુકમ કર્યો કે
હમણાં ને હમણાં જઈ કમબખ્ત બીરબલનું ઘ-
ર પાયમાલ કરી તેને અવળે હાથે બાંધીમારી હ-
જુરમાં લાવો આ હુકમ સાંભળતાંજ સેનાપતીએ
માથે ચડાવી તૈયારી કરી, પણ લૌવો ( બીરબલ-
નો સગો ભાઈ ) ત્યાં હાજરજ હતો તેણે પેલું ત્રાં-
બા પત્ર કાઢી બાદશાહના મોં આગળ ધર્યું તે જો-
ઈ તે જરા ઝંખવાણો તો પડી ગયો પણ જરા-
ગુસો કરી કહ્યું શું નીમક હરામ બીરબલને બી-
જો કોઈ ન મળ્યો જે તેણે પોતાનો જાદુ મારા
ઉપરજ ચલાવ્યો. લૌવાએ કહ્યું કીબ્લે જાહાંન હ-

જુર કરતાં બડો હીંદુસ્તાન ભરમાં બીજો કોણ છે. બીરબલને મારી નંખાવો યા ગમેતે કરો તેતો હજુરના હાથમાંજ છે, પરંતુ લોકોમાં આપનું નામ બદનામ થશે તેમજ આ ત્રાંબા પત્રમાં ખુદાના કસમ આપે લખ્યા છે તેથી તે કરાર તોડયા બદલ તેને શું જવાબ આપશો બાદશાહ ઘણોજ અકલ મંદ હોવાથી બીરબલનું સજડ અપમાન એવું કરવું કે ફરીથી તેમને પોતાનું મોંજ નબતાવી શકે એવું કરવા વીચાર રાખી પોતે ગુસો સમાવી સૌને રજા આપી હુરમાને મ્યાંનામાં બેસાડી પોતે ઘોડેસ્વાર થઈ મેહેલ માંગયો ને બીરબલને તેડાવી બહુ સરપાવ આપ્યો.



**"કચુજીલોઆકેસીસેવ" "હજુર પેખાના કાજેસાદેવ"** અકબર બાદશાહ સંપૂર્ણ રીતે સમજ તો હતો કે બીરબલ આગળ પોતાનું ટકું નભે તેમ કોઈ રીતે નથી, તેથી તેના ભાઈ લૌવાને ફોસલાવી પટાવી છળ ભેદ વડે વટલાવીએ તો બીરબલનું મોં કાળું થાય આવો દ્રઢ નીશ્ચય, પો-

તાના મન સાથે કરી એક દીવશ ભર કચેરી વ-
ચ્ચે તેણે બીરબલને કહ્યું અરે બીરબલ મને લા-
ગે છે કે તારે તથા લૌવાને કાંઈ અણબનાવ લાગે
છે નહીવારૂ ” બીરબલે હાથ જોઠી નમ્રતા પૂર્વક
અરજ કરી જાંહાંપનાં આપ ભલે ગમે તેમ ફ-
રમાવો, પરંતુ જેવો સંપ અમારે બે ભાઇઓ
વચ્ચે છે તેવો તો ભાગ્યેજ બીજે ઠેકાણે જોવામાં
આવશે બાદશાહ બોલ્યો ત્યારે આટલાં વરસ થયાં
તું કોઈ દીવસ તું તેને મારા મેહેલમાં તથા હ-
જુરમાં કેમ લાવતો નથી. બીરબલ બોલ્યો જાં-
હાંપનાં મને એ ફરમાન ક્યારે થયું કે હજુર
મરજી વીરૂદ્ધ મેં કામ કર્યું. હું સરકારી કામ કરૂં
છું ત્યારે તે ઘરનું તથા દુકાનનું શાહુકારી કામ
કરે છે. તેને રાજદ્વારી કામથી શું મતલબ એમ
સમજીને હું તેને આવવા આગ્રહ નથી કરતો.
બાદશાહ કહે બીરબલ તારો ભાઈ શાહુકારી હી-
સાબ કીતાબમાં કાબેલ છે તે જાણી મને ઘણીજ
ખુશી થઈ છે. હવે મારો વિચાર તેને આપણા
રાજ પ્રકરણી ખજાનાનો ઉપરી બનાવવાનો છે
સબબ બુઝુર્ગ ખજાનચી હવે નોકરી પરથી રજા

માગે છે તો તેને એક ગામ બક્ષીસ આપી તેની જગ્યાપર તારાભાઇને કાયમ કરવા બાબત તારો શું વિચાર છે. બીરબલે વીચાર્યું કે મારી સાથે કોઈ વાતે બાદશાહ બર આવે તેમ નથી તેથી મારા ભાઇને ફોસલાવી નવી આફતમાં નાંખી મારૂં મોં કાળું કરવા ધારતો હશે. પરંતુ બાદશાહને ઘણો ચીડવવો તથા તેની મરજી વીરૂદ્ધ કામ કરવું દુરસ્ત ન ધારવાથી પરીબ્રહ્મનારાયણ ઉપર વીશ્વાસ રાખીને તેણે હા પાડી; થોડીક વાર પછી બાદ-શાહે કચેરી બરખાસ્ત કરવા હુકમ કર્યો તે ઉઠયો એટલે તમામ કચેરી ઉઠી. ચોપદારે લલકારીને નેકી પોકારી. સૌ તાઝીમ કરી રહ્યા પછી બાદ-શાહ જનાનખાને પધાર્યા. વજીર સેનાપતી ઈત્યાદીક અમીર ઉમરાવોએ બીરબલને વીવેક કરી કહ્યું કે જાંહાંપનાએ તમારા ભાઇને ખજાનચીની જગ્યા આપવા ખુશી બતાવી તેથી અમે ઘણાજ ખુશી થયા છીએ; અને પરવરદીગાર તમારી સૌની આ-બાદીમાં વધારો કરે એમ કહી પોત પોતાના ઘ-રની વાટ લીધી. બીરબલના મનમાં આથી વધારે ખેદ થયો, ને ઘેર આવી પોતાના ભાઇને સર્વ

હકીકત જાહેર કરી. લૌએ બોલ્યો, " ભાઈ તમે શું કરવા ડરો છો આખર હું ભાઈ તો તમારોજ કે **"બડે ભાઈ સો બડે ભાઈ પણ છોટે ભાઈ તો સુબ્હાન અલ્લા"** તમે તો આટલીજ મશ્કરી કરી પરંતુ હું તો જો મારાથી દગો ફટકો કાંઈ કરશે તો તેને આખી જીંદગી પર્યંતની ખોડ ભુલાવી દઈશ. બીરબલને આ વાત સાંભળી ઘણોજ હર્ષ થયો ને તે રાત્રે તેને નીરાંતે ઉંઘ આવી. બીજે દીવસે બાદશાહે દસ્તુર મુજબ મોહોટો દરબાર ભરી બીરબલને તથા લૌવાને તેડવા ખાસ માણુસ તથા અસ્વારી મોકલી. તેઓ કચેરીમાં આવ્યા ત્યારે બાદશાહ લૌવાને બહુજ હેતથી ભેટયો. બીરબલને **મહારાજા**નો, તથા લૌવાને **દોલતજાદાને**ા કીતાબ ઈનાયત ફરમાવી તેને ખજાનચી તરીકે નીમી સારો સીરપાવ આપ્યો અને ફરમાવ્યું કે દરરોજનો હીસાબ એક કાગળના પુરજાપર લેઈ હમેશાં સવારના સાત વાગે તારે મારી હજુરમાં આવવું. જમાદારો ચોપદારો ઈત્યાદીક હજુરી માણુસોને ફરમાવ્યું કે લૌવા સાહેબ વાસ્તે સદર પરવાનગી આપવામાં આવે છે. કે રાત્રે

દીવસે ગમે તે વખત તે મેહેલમાં આવે તો તેને આવવા કોઈપણ રીતે હરકત થાય નહીં. પછી કચેરી બરખાસ્ત થઈ. વળતે દીવસે દોલતજાદા આગલા દીવસનો નોકરી પર ચડયાનો વાસ્તવીક રીપોર્ટ તથા જમે ખરચનો આંકડો લેઈ મુકરર વખતે તેની હજુરમાં પોંહોચ્યો. બાદશાહ આ વખતે નીમાજ પડી શેવોખાવા બેઠો હતો તેને જોઈ કહેવા લાગ્યો લૌઆ તને જોઈને મારો જીવ બહુજ રાજી થાય છે. પણ તારી પાસે હું એક ચીજ અગર કંઈ માગું તો તું મને આપે કે નહી? લૌવે કહ્યું જાંહાંપના એવી કઈ ચીજ છે કે જેની હજુરને દરકાર છે? આપવા સરખી હશે તો ઠીક પણ નહીં આપવા સરખી હશે તે પણ હુ આપને લાવી હાજર કરીશ પરંતુ મારી ખાતરી છે કે આપ જોઈનેજ માગશો, બાદશાહ જરા ખચકાયો તો ખરો પણ કહ્યું "**તું મને વચન આપે તો માગું**" લૌવાએ વચન આપ્યું એટલે બાદશાહ ધીમે રહીને તેને કહ્યું તું જાણે છે કે મને દરેક બાબતમાં સોબતીની દરકાર છે પણ સોબતી કેવો જોઈએ કે તારા કે

તારા ભાઈ જેવો પુર્ણું વિશ્વાસ કરવા લાયક. હું સવારમાં હમેશાં શેવો ખાવા બેસું છું તે વખતે હુરમાને ઘણુંએ સમજાવીને કહું છું કે તું ખાવા આવ પરંતુ કોણ જાણે શા કારણ માટે આ વખતેજ તે ઈનકાર કરે છે. બપોરે સાંજે બે હદ ખુશીથી તે આવે છે ને હમે ભેગાં જમીએ છીએ. ફકત મને અત્યારનીજ મોટી પંચાયત પડે છે. તને અહીં બોલાવી પાસે બેસાડવાની આટલીજ મતલબ છે. તારી સોબતથી મને ઘણીજ રમુજ પડે છે પણ હવે તેરમુજ પૂરે પૂરી કરે તો જાણે તેં મારા ઉપર મોટો એહસાન કર્યો હું એમ સમજીશ. બાદશાહને હવે શું કહેવાનું છે તે તો તરત તે સમજી ગયો પણ વધારે ખુલાસા માટે પુછ્યું કીબ્લેજાહાંન મોટી આલમના સુલતાન આટલી ગમત ઉપરાંત વધારે હવે શું જોઈએ છીએ કે જેથી આપની ગમત પુરી થાય તે હું સમજતો નથી માટે જરા વધારે ખુલાસો કરી બતાવો તો બેહેતર છે. બાદશાહે કહ્યું હું તને કાલે કહીશ એમ કહી ચુપ રહ્યા, શેવો હવે શું સમજ્યો તે તેના મનમાં શું વિ-

ચારો આવે છે તથા કાલે કેવા ડોળથી પાછો અહીં આવે છે તે સર્વ ચીકત્સા જોવાનો વિચાર તેણે કર્યો. થોડી વાર પછી તેણે હીસાબ તપાસી લૌવાને રૂકસત આપી બીજે દીવસે પોતે જાણે કાંઇ સમજ્યોજ નથી એવો ડોળ ઘાલી વાણીઆ વીધા કરી હીસાબી દરરોજનો તારીજો લેઈ મેહેલમાં લૌવો આવ્યો. બાદશાહને પોતાની મતલબ સાધવી છે તેથી તે પણ કાંઈ ઓછા દાવપેચ લડતો નહોતો. લૌવાને આવતો દેખી ઉઠીને ભેટયો ને નાસ્તો કરવા માટે જોડેના દીવાનખાનામાં તેને લઈ ગયો. ત્યાં બેઠે બેઠે નાના પ્રકારનાં ગપાં મારે છે, એટલામાં નાસ્તો લેઈને હજુરી નોકર આવ્યો. નાસ્તો મુકી ને તે પોતાને બીજે કામે વળગ્યો. પછી બાદશાહેજ ગઈ કાલની વાત ઉપાડી જાણે તેથી ખવાતું નથી એવો ડોળ કરી લૌવાને કહ્યું અરે મારા યાર જો તું મારી સુખાકારી તથા તારા આપેલા વચનને ચાહતો હોય તો મારી જોડે બેશીને મારાજ ભાણામાંથી તારી રૂચી મુજબ નીવાલા [કોળીઆ] ખાય તો મને કેટલો આનંદ થશે. જો

અહીંઆં આપણા બે શીવાય ત્રીજો કોઈ માણુસ નથી. માટે આટલી મારી માગણી કબુલ રાખ. લૌવે જવાબ દીધો જાંહાંપનાં હરકોઈ અંદરના આદમીને પણ આપણી રયાશતમાં આ વાતની ખબર પડે તો તે મારૂં પાણી નજપીએ પણ મારા છાંયડા સામું એ ન જુએ તથા મારા મોં ઉપર થુંકે માટે એ વાત હવે મને કહેવી આપને લાઝીમ નથી. બાદશાહ હમણાં સજડ ચાટ પડી ગયો પણ એક ઘાથી ઝાડ ટુટી પડતું નથી એ કેહેવત યાદ રાખી આવતી કાલે યોગ; સાધીશ એમ સમજી ચુપ ચાપ બેશી રહ્યો. ઉઠવાનો વખત થયો એટલે દસ્તુર માફક હીસાબ તપાસી તેને વીદાય કર્યો. ફરીથી બીજે દીવસે લૌવો સવારે હાજર થયો એટલે તેજ વાત છેડી જરા ગુસ્સે થયાનું ડોળ ઘાલી કહ્યું કે કુરાન શરીફ્યાં વચનથી બે વફા થતા માણુસનું મોં જોવું યોગ્ય ફરમાન નથી તેથી હું તેજ પ્રમાણે વરતી તારૂં મોં નહીં જોઉં. લૌવાને આ વખતે ગુસ્સો તો ઘણોજ આવ્યો પણ બાદશાહ ગુસ્સે ન થાય તો સારૂ તથા આ પેલા વચનનું

વજન રહે એમ ધારી તેણે ફક્ત ચારજ નીવાલા શેવના ખાધા પરંતુ એટલો પ્રથમ કરાર કર્યો કે તેણે આ વાત કોઈને કહેવી નહી તેટલા બાદશાહી રીવાજ મુજબ તેણે ખારી ચીજ એટલે મીઠા વાળી ચીજ ભેળી ખાવી તેનો માયનો એકે એમાંથી કોઈ બેઇમાની કરી ન શકે એમ કહ્યું પણ બાદશાહે પોતાની તબીયત બગડશે એવું કહેવાથી તેણે કુરાન શરીફના કસમ તેને ખવારાવ્યા પણ તે વખતે બાદશાહે બે દાંતો વચ્ચે પોતાની જીભ રાખી જરા દબાવી એટલે તે કસમ ખોટા એવી ઠગાઈ કરી. લૌવે શેવો ખાધી અને હવે તે પોતાની ધારણામાં પાર પડયોજ એમ સમજી તેણે બે હદ ખુશી બતાવી. વખત થયો એટલે પોતે ઉઠી નીયમ પ્રમાણે હીસાબ તપાસી તેને રજા આપી સાંજે રીવાજ મુજબ બાદશાહે કચેરી ભરી તેટલામાં બીરબલ તથા લૌવો આવી પોતાને લાયક જગ્યો પર બેઠા. રાજ્ય પ્રકરણી વાતો થઇ રહ્યા પછી બાદશાહે લૌવા તરફ જોઈ કહ્યું "કયુ યાર કેસી સેવ" લૌવો ઘણોજ ઝંખવાણો પડી ગયો પણ હીમત

રાખી કહ્યું "**હાં હજુર બહુ સારી**" કચેરીમાં સૌએ જાણ્યું અને માંહોમાંહે કહેવા લાગ્યા કે બાદશાહે **શેવો કેવી એ શું** કહ્યું ને લૌવો **બહુ સારીએ શું** કહ્યું આખર કાંઈ વાતનો પતો ન મળવાથી સૌએ એમ નીશ્ચય કર્યો કે બાદશાહ ઘણો ખેલાડી તથા ટીખળી છે તેથી રખે કાંઇ વળી એવું ટીખળ કાઢયું હોય. લૈવો તથા બીરબલ મનમા બહુજ ગભરાયા બીરબલ સમજ્યો કે રખે ને તેણે મારા ભાઇને ફસાવ્યો હોય તેથી તેને હજારો વિચાર થવા લાગ્યા પણ એટલામાં કચેરી બરખાસ્ત થઇ તેથી સૌ ઉઠયા. બાદશાહ અંદરના દીવાનખાનામાં ગયો એટલે સૌએ મળી પૂછ્યું અરે લૌવા બાદશાહે શેવાનું કહ્યું તે કાંઇ સમજાતું નથી લૌવો સમજ્યો કે એટલો ડાહ્યો કે મારી વાત પ્રગટ નહીં કરતાં ફક્ત મને એકલાને ચીડવી સંતોષ માનેછે. તેથી તે બોલ્યો કે તમે સૌ જાણો છો કે તેને ટીખળ કરવાની ટેવ છે તેથી એમજ કાંઇ લેહેર આવી હશે, હરેક બહાને તે પોતાનું દીલ ખુશી રાખવા ચાહે છે તેથી મેં પણ કહ્યું કે **હાં હજુર બહુ સારી,** આ

જવાબથી સૌ સંતોષ પામી પોત પોતાને ઘેર ગયા. બીજે દીવસે દસ્તુર મુજબ હીસાબી કાગળ લેઈ તે મેહેલે ગયો બાદશાહે તેને ઘણા પ્યારથી મળી પાસે બેસાર્યો. શેવો નાસ્તા માટે આવી કે બંને જણે ખાવા માંડયું. એટલામાં લૌવો બોલ્યો જહાંપનાં આપે કાલે શેવોની વાત કરી તેથી સૌ કોઈ મને પુછવા લાગ્યું. પણુ મેં આપ ટીખળી છો માટે કાંઈ નહીં, તેમ કહી વાત ટાળી નાંખીપરંતુ આપને એ લાઝીનથી બાદશાહે કહ્યું કાંઈ ફીકર નહીં. મારાને તારા, શીવાય બીજુ કોઈ એ વાત જાણતુંજ નથી. લૌવે જાણ્યું આનું કાટલું તથા ઘડો લાડવો પુરો કર્યા શિવાય આ કમબખ્ત માનનાર નથી તેથી હવે શું તથા કેવે પ્રકારે તેને ગુડદાસ બનાવવો તેનો વિચાર કરવા લાગ્યો. ખુબ વિચાર કરતાં તેને એક સૌથી સરસ વિચાર આવ્યો. તેને માલમજ હતું કે હમેશાં સાંજે સાત વાગે બાદશાહ ફેરે જવા જાય છે, અને ગમે તે વખતે તથા ગમે તે જગ્યાએ મેહેલમાં તેને આવવા જવાની તથા ફરવા હરવાની છુટજ હતી તેથી સારો લાગ જોઈ તેણે

સાંજની વખતે એક નોકર પાસે થોડુક તેલ સીંદુર તથા માથે મુકવાનો ખોટો મુગટ છડી તથા એક ધુંટો ( જાડી નાની લાકડી )ઉપડાવી મેહેલમા આવ્યો. પોતાને શરીરે લૌવે તેલ સીંદુર ઈ. લગાવ્યા માથે પેલો મુગટ મેહેલ્યો હાથમાં સોટો રાખી લંગોટ કશી લીધો તથા બાકીના કપડાં નોકરને આપી તેને જરા દુર અંધારામાં એક ખુણે ઉભો રાખ્યો. પાયખાનાંમાં જેવો હજુરી નોકર બાદશાહ માટે દીવો તથા લોટો મુકી ગયો કે તરત લૌવો તેમાં ભરાઈ કમાડ જરા અડકાવી એક ખુણે એકાએક નજર ન પડે તેમ જઈ ઉભો રહ્યો. એટલામાં થોડી વારમાં તો બાદશાહ આવી જેવો દાખલ થઈ કમાડ વાસ્યાં કે એક ડરામણુ હોવાથી લૈવો સામો આવી ઉભો રહ્યો તેનું રૂપ ખરેખર **ભૈરવ** જેવુંજ હતું. સોટો ઉચકી આંખો ફેરવી તથા ધીમેથી બીહામણાં અવાજથી ધમકાવીને કહ્યું "અરે કમબખ્ત બાદશાહ કાફર તને ખબર નથી કે હીંદુના દેવને ક્રોધાયમાન કરવાથી તને શું નુકશાન થશે. તું હીંદુઓને દુઃખ દે છે પણ આજે જો હું

તારી શી વલે કરૂં છું. આ જગ્યામાં તને ઉંધે માથે ટાંગી રાખી તારા મોંમાં ધૂળ ભરી સોટાંએ કરી તારૂં તુંબડું ફોડી નાંખીશ," એમ કહી તેની ગરદન જોરથી પકડી તેજ વખતે બાદશાહ તો મુતરીજ પડયો અને કરગરી કહેવા લાગ્યો હે **માહાનદેવ** કોઈ પણ પ્રકારે આજ મારો જીવ ઉગારશો તો તમે કહેશો તે શરત મુજબ હું ચાલીશ. લૌવા ભૈરવે કહ્યું તું બાંડીઓ કાફર છું તારો મને વિશ્વાસ કેમ આવે માટે એક સરત કબુલ કરે તોજ તને હું જવા દઊં. બાદશાહે કહ્યું જેમ કહો તેમ કરવા હુ તૈયાર છું. ભૈરવે કહ્યું તું તારો પેશાબ જરા પીલેને પછી સપ્ત કમસખા. બાદશાહ આ સાંભળી કાંપી ઉઠયો ડરનો માર્યો કાંપવા લાગ્યો ને ગળે કાચકી બાઝી. એટલામાં તો ફરીથી ભૈરવજીએ ગરદન પકડી તેને જરાક દબાવી સોટો મારવા ઉચકયો બાદશાહે જાણ્યું હવે મોત નજદીક આવ્યું તેથી જરા ઈશારત કરી કે **હે દેવ** જરા સબુર કરો એમ કહી આંગળામાં પેસાબ કરી પીવા લાગ્યો. રૂપીઆ એક ભાર પીધો અટલે ભૈરવે

કહ્યું હવે બસ કર અને ખુદાની કસમ ખા કે હીંદુ મુસલમાનને એક સરખા ગણવા તથા કોઈના દેવનો તિરસ્કાર ન કરવો. બાદશાહે તે પ્રમાણે કસમ ખાધા એટલે તેને છોડી દઈ કહ્યું ખબરદારતો અડધો કલાક પહેલાં તુ આવ્યો છો એમ કહી તે નીકળી નાઠો જરા દુર જઈ તમામ શરીર લોહી નાંખ્યું મુગટ હાથમાં લેઈ નોકર પાસે જઈ કપડાં બદલી પોતાને ઘેર જવા તે નીકળ્યો. આ ફતેહથી તે મનમાં બહુજ રાજી થયો. નોકરને ઘણો ઉંચો શીરપાવ આપી ફરમાવ્યું કે આ વાત તારે કોઈને કહેવી નહીં અગર જો તેં કોઈને મોઢે વાત કહી છે તો તેજ વેળા તારૂં માથું કાપી નાંખીશ. એમ કહી ઘેર આવી વાળુ પાણી કરી નીરાંતે ઊંઘી ગયો. હવે અરધો કલાક પુરો થયો એટલે બાદશાહ કાઠીઆમાંથી નિકળી બાહાર આવ્યો. પણ તેને એટલા તો જોરથી તાવ આવ્યો કે ખાણું પણ ખાધા શીવાય તે સુઈ ગયો. બીજે દીવસે સવારમાં હકીમો વૈદોને બોલાવી ઈલાજ કરાવ્યો પણ આ બીકથી ચાર દીવસ શીવાય ઉતર્યો નહીં. લોવો તો હમે-

શના દસ્તુર મુજબ હીસાબી કાગળ લેઈને આ-વતોજ ને બધી ચીકત્સા જોતો હતો. પાંચમે દી-વસે બાદશાહને તાવ ઉતર્યો, બહુ ખેરાત કરીને મોટો દરબાર ભરવા હુકમ આપ્યો. લૌવાને પાસે બેસારી નાસ્તો જલદી લાવવા ફરમાવ્યું? એટલે એક ખાસ હજુર તે લઈને આવ્યો ને મુકી પા-છો પોતાને ઠેકાણે ગયો. બાદશાહે તથા લૌવાએ નાસ્તો કર્યો, હાથ મોં ધોઈ પાન સોપારી ખાધાં તથા નાના પ્રકારનાં રમુજનાં ગપાં મારવા બેઠા થોડી વાર પછી લૌવે રજા માગી ઘેર આવ્યો. જમી ખાઈ બન્ને ભાઈઓ મોટા દરબાર વખતે જલદી પોંહોતે જવા નીકળ્યા, પણ દરબાર તો ભરાઈ ઠાઠ મચી ગયો હતો. બન્ને જણાએ બા-દશાહને તાજીમ કરી તથા સૌ સભાસદોનેની બં-દગી સ્વીકારી પોતાની જગ્યાએ બેઠા. એટલામાં બાદશ ખુશીના આવેશમાં આવી કહ્યું કચું; **યાર કેસી સેવ** લૌવે અદબથી ધીમે રહીને કહ્યું **"જાંહાંપના પેખાનાકા જેસા દેવ"** આ શબ્દો સાંભળતાંજ તે સજડ ચાટ પડી ગયો પણ સમજ્યો કે જો હું આ વાતની ચરચા વધારે અ-

હીં કરીશ તો માહારી ફજેતી સૌએ લુંટાશે સબબ લૌવે એક ભાંડને પણ વટલાવે તેવો નાગો છે તેથી તેને જોડેના દીવાનખાનામાં પોતાની પાછળ આવવા ઈશારત કરી. તમામ કચેરી ઉભી થઈ. ચોપદારે નેકી પોકારી એટલે બાદશાહ તથા લૌવો ઉભા થઈ જોડેના દીવાનખાનામાં એકાંતમાં ગયા. તેણે પૂછ્યું અલ્યા લૌવા તેં શું કહ્યું તે મને હવે સારી રીતે સમજાવ. લૌવે અરજ કરી; કે કીબ્લે જાંહાંન મારી તકસીર માફ કરો તો સર્વ હાલ હજુરને રોશન કરૂં. બાદશાહે કહ્યું આ લોવો મારી સાત પેહેડીનું વચન અને ખુદા તાલાના કસમ છે જો તારો વાળ વાંકો થવા દેઉં તો. આ પ્રમાણે અભય વચન લેઈ તેણે કહ્યું પૃથ્વીનાથ મારા દુલા સરદાર, આપણા બન્નેની વચે શો કરાર હતો કે શેવો 'ખાવાની વાત કોઈએ જરા ભર ઈશારતમાં પણ કહેવી નહીં તે કસમ તમોએ તોડ્યા તારે મારા બચાવ માટે શો ઈલાજ કરવો તેનો હું તેજ દીવસથી વિચાર કરતો હતો છતાં મને નીશ્ચય ન હતો; પણ તમામ સભામાં વેહેમ દેવે પસારો કર્યો તેથી નીર્લજ બની ગયો

ને આખર મારે દેવનું રૂપ લેઈ આપના આપનાપર પ્રમાણે કરવું પડયું. બાદશાહે ગુસાના માર્યા પોતાના હાથના પોહોંચા કરડ્યા તથા તેની બહુ પ્રકારે ધમકી આપી પણ શું કરે દુષ્ટ વચનથી તે બંધાયો હતો, તેથી તેને કોઈ પ્રકારે વાંકમાં લાવી દેશ પાર કરવાને તેણે નીશ્ચય કર્યો. બાદશાહને આ વખતે એ હદ ગુસો આવ્યો તેથી દરબાર હોલમાં આવી થોડી વાર બેશી સીરપાવ નજરાણાં વીગેરે કરાવી દરબાર બરખાસ્ત કર્યો અને પોતાનો ગુસો તથા એબ ઢાંકવા સારૂ લૌવાને ભારે સીરપાવ આપ્યો. બીરબલને એકલાનેજ તેણે આ વાત કરી તેથી તેને બહુજ ઠપકો આપી દેહ શુદ્ધ પ્રાયશ્ચીંત કરાવ્યું ને નોકરીનું રાજીનામું અપાવી ફરીથી મેહેલ પર જવા ન દીધો.



**બીરબલ વૃતાંત**—અમદાવાદ રાયપર આકા શેઠના કુવાની ચોળની સામે ત્ર્યંબકેશ્વર માહાદેવમાં, **પ્રાચિન ગ્રંથોદય** મંડલીની ઓફીસમાંથી રોકડી કિમતે મળશે.